# શ્રી જૈન પાંચ મહાવ્રત


પ્રકાશક :

જૈન શ્વેતાંબર તેરાપંથી સભા

૧૫૯ ક્રોસ સ્ટ્રીટ, સુતાપટી ત્રીજે માળે, કલકત્તા.





લેખક :

ચોધરી કસ્તુરચંદજી સુરજમલજી

વડનગર (માળવા)





મુદ્રક : ન[illegible]વરલાલ વીમાવાળા

'ગાંડીવ' મુદ્રણાલય, વ[illegible]ગો ચકલો, સુરત.

# શુદ્ધિપત્રક

| પાનુ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૪ | હીગુલ | હીગલુક |
| ૫ | ૩ | પ્રકારના | પ્રકારને। |
| ૬ | ૧૧ | વેદનાને। | વેદનાતે। |
| ૧૫ | ૨૩ | એમુક | અમુક |
| ૪૯ | ૨૩ | પંચવણું | પંચવર્ણી |
| ૫૦ | ૧ | મર્યાવા | મર્યાદા |
| ૫૧ | ૨૩ | આરમાં | આરામાં |
| ૫૧ | ૧૬ | નહી. પાલવા | નહી પાલવા |
| ૫[illegible] | ૨૧ | [illegible] | નહીજ |
| ૫૭ | છેલ્લી | જેવ | જેવા |
| ૫૮ | ૮ | શાસોકન | શાસ્રોકત |
| ૬૪ | ૧૯ | ત્યાગ | ત્યાગ |

| | | | |
|---|---|---|---|
| ૬૪ | છેલ્લી | જમાવ્યા | જમાડયા |
| ૬૫ | ૬ | જોગછી | જોગથી |
| ૬૫ | ૧૦ | જભ | જબ |
| ૬૫ | ૨૦ | અપરો | અપારો |
| ૬૭ | ૧૦ | ઉદ્દેશ | ઉપદેશ |
| ૬૭ | ૧૬ | મજાના | મજાનો |
| ૬૮ | ૧૮ | પધરી | પાધરી |
| ૬૯ | ૮ | તરે | તારે |
| ૭૩ | ૧૪ | માગશો | માણુસો |
| ૭૬ | ૨ | ચીહુગનિ | ચીહુગતિ |
| ૭૭ | ૨૧ | ડયા | ડીયો |
| ૭૮ | ૧૧ | દડ | દર |
| ૭૯ | ૨ | દડ | દર |
| ૭૯ | ૧૫ | શ્રત | શ્રુત |
| ૮૪ | ૧૬ | સ્યં | સ્યું |
| ૮૬ | ૩ | સ્નો | નો |
| ૮૭ | ૪ | ભોલતા | બોલતા |
| ૮૭ | ૧૪ | પાવ | પાવે |
| ૯૧ | ૧૫ | ઓચારંગ | આચારંગ |
| ૯૧ | ૨૨ | ધનસાન | ધમસાન |

| | | | |
|---|---|---|---|
| ૯૪ | ૨૩ | દ્દેવ | દ્દેવે |
| ૯૫ | ૩ | વરતાં | વરતારી |
| ૯૫ | ૯ | આકુશ | અંકુશ |
| ૯૫ | ૧૯ | જોવ | જોવે |
| ૯૮ | ૧૪ | આણ્યા લવ | આણ્યો લેવે |
| ૧૦૦ | ૯ | વધિરણુ | વહીરણુ |
| ૧૦૦ | ૧૬ | થાહિજી | માંહિજી |
| ૧૦૪ | ૧૯ | લીરાવ | લિરાવે |
| ૧૦૯ | ૧ | પસડા | ઇશડા |
| ૧૦૯ | ૨૦ | કહ | કહે |
| ૧૧૦ | ૧ | દ્દીસ | દ્દીસે |
| ૧૧૨ | ૬ | ખયાવ | .ખપાવે |
| ૧૧૯ | ૫ | ભોગવ | ભોગવે |
| ૧૨૦ | ૧૯ | ભોગવ | ભોગવે |
| ૧૨૧ | ૪ | મહામન | મહાવ્રત |
| ૧૨૨ | ૩ | ભોગવ | ભોગવે |
| ,, | ૧૪ | અધારો | અગારો |
| ,, | ૨૩ | પુછાવ | પુછાવે |
| ,, | ૨૩ | ગૃહસ્થરી | ગૃહસ્થની |
| ૧૨૩ | ૬ | પુરૂપે | પરૂપે |

| | | | |
|---|---|---|---|
| ૧૨૩ | ૭ | અણુચાર | અણુાચાર |
| ૧૨૪ | ૧૮ | ખેટી | ખોટી |
| ૧૨૬ | ૧૯ | દ્રીતુરા | પ્રીતુરા |
| ૧૨૭ | ૧ | ૧૩૭ | ૧૨૭ |
| ,, | ૧૩ | અપશરા | અપાશરા |
| ૧૩૩ | છેલ્લી | થપે | થાપે |
| ૧૩૬ | ૧૯ | કહેની | કહેવી |
| ૧૪૪ | ૧ | પત્ર | પાત્ર |



ॐ नमः

# દોહરો.

ભવ ભ્રમણુકો ટાલવા, પંથ શોધે સબ કોય,
(પણ) હે પ્રભુ તેરાપંથકો, સમજયા વીન શું હોય.

વાંચકજનને આ ઉપરનો દોહરો વાંચીને સાધારણ રીતે જીજ્ઞાસા અથવા વિચાર થાય કે "તેરાપંથ" કે જેને ખાસ સમજવાની બાબત આ દોહરામાં લખવામાં આવી છે, તે શું છે?

તેરાપંથ એટલે શું તે ખાસ સમજવાની મૂળ અગત્યતા હોવાથી અત્રે તેનો ખુલાસો નીચે મુજબ આપવામાં આવે છેઃ

પાંચ મહાવ્રત. પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ આ તેર બોલ શ્રી પ્રભુજીએ પ્રરૂપ્યા છે તે બધા પરિપૂર્ણ રીતે પાળે અથવા તેનું મનન કરે તે જ તેરાપંથ. એ તેરાપંથ શબ્દ હિંદુસ્તાની ભાષાનો છે કે જેને ગુજરાતી ભાષામાં તેરા એટલે તમારા કહેવાય છે એટલે હે પ્રભુ! આ પંથ તમારો છે મારૂં કાંઇ નથી. આપની આજ્ઞામાં ચાલે તે આપનો પંથ એટલે તે તેરાપંથ. આ શબ્દ નિષ્પક્ષપાતીઓને માટે વિશ્વ પ્રેમી છે. પ્રભુના નામનો પંથ આના ઉપર કોઇનું મારાપણું કે વડાપણું નથી. વિશ્વવ્યાપી દ્રષ્ટિથી જોતાં તેરાપંથ એટલે તમારો પંથ એ નામ જે આપવામાં આવેલ છે તે યોગ્ય અને બંધ બેસ્તું હોવાથી દરેક પ્રકારે વ્યાજબી ગણાય.

ઉપર જણાવેલાં પાંચ મહાવ્રત કયાં કયાં! તે કહે છે. ૧ હિંસા ૨ જૂઠ ૩ ચોરી ૪ મૈથુન ૫ પરિગ્રહ. આ પાંચને ત્યાગ કરવા તેનું નામ પાંચ મહાવ્રત અંગીકાર કરેલાં કહેવાય.

## પ્રથમ મહાવ્રતમાં અહિંસા પરમોધર્મ છે.

જૈન સાધુને હિંસાના ત્યાગ સર્વથા પ્રકારે એટલે ત્રણ કરણ અને ત્રણ જોગથી (નવ કોટિએ) જાવજીવ સુધીના ત્યાગ હોય છે.

**પ્રશ્ન**—નવ કોટિએ પચ્ચખાણ કેવી રીતે થાય?

ઉત્તરઃ—પોતે કરે નહિ, બીજા પાસે કરાવે નહિ. કરતાં પ્રત્યે અનુમોદે નહિ એટલે સારૂં સમજે નહિ. આ ત્રણ નામ કરણનાં છે.

મન, વચન અને કાયા આ ત્રણનું નામ યોગ છે. એકેક યોગની ઉપર ત્રણ ત્રણ કરણ ગણવાથી કુલ્લે નવ કોટીએ પચ્ચખાણ નીચે મુજબ થાયઃ—

(૩) છકાય જીવની હિંસા મને કરી કરે નહિ, છકાય જીવની હિંસા મને કરી કરાવે નહિ, છકાય જીવની હિંસા મને કરી અનુમોદે નહિ- આ ત્રણ કરણ મનનાં થયાં.

(૩) છકાય જીવની હિંસા વચને કરી કરે નહિ. છકાય જીવની હિંસા વચને કરી કરાવે નહિ. છકાય જીવની હિંસા વચને કરી અનુમોદે નહિ.

આ ત્રણુ કરણુ વચનનાં થયાં.

(૩) છકાય જીવની હિંસા કાયાએ કરી કરે નહિ, છકાય જીવની હિંસા કાયાએ કરી કરાવે નહિ, છકાય જીવની હિંસા કાયાએ કરી અનુમોદે નહિ આત્રણુ કરણુ કાયાનાં થયાં.

મન, વચન, અને કાયાના મળી નવ કોટિએ જીવ હિંસા કરવાના ત્યાગ થયા.

પ્રશ્ન:—જીવ કેટલા પ્રકારના છે?

ઉત્તર:—છ પ્રકારના છે. તેનાં નામઃ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય. વનસ્પતિકાય, અને ત્રસકાય.

૧ પ્રશ્ન:—પૃથ્વીકાય કોને કહેવાય?

ઉત્તર:—જમીન ખોદેલી માટી, હીરા, માણેક, રત્ન ગેરૂ, ગોપીચંદન, મુરદહિંગુલ, હડતાલ વગેરેને

૨ પ્રશ્ન:—અપકાય કોને કહેવાય?

ઉત્તર:—કુવા, તળાવ, વાવ, વગેરેનું પાણી

૩ પ્રશ્ન:—તેઉકાય કોને કહેવાય?

ઉત્તર:—અગ્નિ, દેવતા વગેરેને.

૪ પ્રશ્ન:—વાયુકાય કોને કહેવાય?

ઉત્તર:—હવાને.

૫ પ્રશ્ન:—વનસ્પતિકાય કોને કહેવાય?

ઉત્તરઃ—ઝાડ, પાન, ફુલ, ફળ, લીલોત્રી વગેરેને.

૬ પ્રશ્નઃ—ત્રસકાય કોને કહેવાય?

ઉત્તરઃ—કીડા, માખી, મચ્છર; ગાય, ભેંસ, પશુ, પક્ષી, સ્ત્રી, પુરૂષ, વગેરે હાલતા ચાલતા જીવો.

સાધુને છકાય જીવની હિંસા નહિ કરવાનાં પચ્ચખાણ સર્વ પ્રકારે છે. જે દિવસથી તેઓએ છકાય જીવની હિંસા નહિ કરવાનાં પચ્ચખાણ કર્યાં ત્યારથી તેઓ અભયદાની થયા એટલે બધા જીવોને પોતાના આત્મવત્ લેખી તેને ભય ઉપજાવવાના કાર્યથી નિવ્રત થયા, સુયંગડાંગ સૂત્રમાં પણ કહ્યું છે કે સાધુ છકાયના જીવોના પિતા સમાન છે અને છકાય પુત્ર સમાન છે.

પ્રશ્નઃ—પંચેન્દ્રિય જીવને શાતા થતી હોય અને એકેન્દ્રિય આદિ અનંત જીવોનું બલિદાન આપવું પડતું હોય તો તેમાં સાધુ ધર્મ પુન્ય પ્રરૂપી શકે કે નહિ?

ઉત્તરઃ—છકાય પૈકીની એકપણ કાયની હિંસા થતી હોય તે કામમાં સાધુને આદેશ અથવા ઉપદેશ આપવો કલ્પે જ નહિ કારણ કે તેઓ છ કાય જીવના પિતા સમાન છે અને તેમને છકાય પુત્ર સમાન છે અને સાધારણ રીતે જે પિતા પિતાપણાનો ધર્મ પાળતા હોય તે મોટા દીકરાના રક્ષણ માટે નાના દીકરાનું ભક્ષણ થતું હોય તેવા કામમાં ધર્મ પુન્ય છે.

એવા પ્રકારનો ઉપદેશ ન જ આપી શકે. માટે શુદ્ધ આચાર વિચારવાળા જૈન સાધુને એવા પ્રકારનો ઉપદેશ આપવો છાજેજ નહિ.

પ્રશ્નઃ—કોઇ એમ કહે કે એકેન્દ્રિયની અપેક્ષાએ પંચેન્દ્રિયની પુન્યાઇ અનંતગણી વધારે છે તો પછી પંચેન્દ્રિયના પોષણ માટે એકેન્દ્રિયની હિંસા થાય તે કાર્યમાં સાધુ ધર્મ પ્રરૂપે તો શું વાંધો?

ઉત્તરઃ—એકેન્દ્રિય અને પંચેન્દ્રિયની પુન્યાઇમાં અનંત ગણો ફેર છે તે તેની ઇન્દ્રિઓની અપેક્ષા એ છે પરંતુ અસંખ્યાત પ્રદેશીજીવ જેવો મનુષ્યમાં છે તેવો જ કીડીમાં છે અને તેવો જ એકેન્દ્રિયમાં છે અને વેદના પણ જેવી મનુષ્યને મારવાથી થાય છે તેવીજ કીડીને થાય છે અને તેવી જ એકેન્દ્રિય વગેરે જીવોને થાય છે.

વેદના એકેન્દ્રિયથી માંડી પંચેન્દ્રિય જીવોને સરખી થાય છે તે બાબતનો સૂત્રનો દાખલો કહે છે.

શ્રી આચારંગ સૂત્રના પહેલા અધ્યયનના બીજા ઉદ્દેશામાં શ્રી ગૌતમસ્વામીએ શ્રીમહાવીર ભગવાનને પૂછ્યું છે કે હે પ્રભુ! પૃથ્વીકાય જીવને આંખ, કાન, નાક, મોઢું કાંઇ નથી તેમજ સુખદુઃખનું જ્ઞાન પણ નથી ત્યારે એ જીવોને વેદના શી રીતે થતી હશે?

ભગવાને કહ્યું કે હે ગૌતમ! આના ઉપર મનુષ્યનો દાખલો આપું, તે ધ્યાનપૂર્વક સાંભળ કોઇ એક પુરૂષ જન્મ્યો તે દિવસથી આંધળો હોય બહેરો હોય અને મુંગો હોય, તેને કોઇ બત્રીશ વરસનો યુવાન પુરૂષ પોતાના એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ભાલો લઇને તે પુરૂષને હણે તો તેને વેદના થાય કે નહિ ?" ત્યારે ગૌતમસ્વામી બોલ્યા "હે ભગવાન! તેને અત્યંત વેદના થાય, પણ તે બીચારો જન્મનો આંધળો અને મુંગો હોવાથી કાંઇ બોલી શકે નહિ" ત્યારે ભગવાન બોલ્યા, "હે ગૌતમ! તેવી જ રીતે એકેન્દ્રિય જીવોને આંખ, કાન, નાક, મોઢું વગેરે કાંઇ નથી. પરન્તુ વેદનાનો જેવી આંખના આંધળા અને મોઢાના મુંગા પંચેન્દીય જીવને થાય છે તેવીજ વેદના પૃથ્વીકાય આદિ એકેન્દ્રિય જીવને થાય છે." ફક્ત પુન્યાઇ આશ્રી ઇન્દ્રિયોમાં ફેર હોય છે તેથી પુન્યાઇને હીસાબે એકેન્દ્રિય ગરીબ અને પંચેન્દ્રિય ભાગ્યવાન થયેલ છે. પરન્તુ સાધુને તો ગરીબ અને ભાગ્યવાનના પક્ષપાત રહિત જે ધર્મ હોય તે પ્રરૂપવો જોઇએ કારણ કે તેઓ તો છકાય જીવના પિતા સમાન છે. અને જો તેઓ પિતા સમાન થઇને એવી ભાષા બોલે કે જેમાં મોટા દીકરા પંચેન્દ્રિય જીવના રક્ષણ માટે નાના દીકરા એકેન્દ્રિય અનંત જીવોનો નાશ થાય. (જો તેવા કાર્યોમાં ધર્મ, પુન્યની પ્રરૂપણા કરે તો) તો તેઓ છ કાય જીવના પિતા કહેવાય નહિ પણ પિતાપણાની પોતાની ફરજ ચુકયા કહેવાય.

વળી સાધુનું નામ છ કાયના પ્રતિપાળ છે તો પછી એકેન્દ્રિય મારી પંચેન્દ્રિયને પોષવામાં પુન્ય છે એવી પ્રરૂપણા કરવાથી છ કાય જીવના પ્રતિપાળનો જે દાવો ધરાવે છે તે ખોટો થઈ જાય છે. પછી તો તેનું નામ ફક્ત પંચેન્દ્રિય પ્રતિપાળ છે એમ કહેવાય અને છ કાય પ્રતિપાળનો જે દાવો છે તે રાખી શકે જ નહિ. તેમને છ કાય પ્રતિપાળનો દાવો ખરી રીતે રાખવો જ હોય તો કોઇપણ આરંભવાળાં કાર્યો કે જેમાં જીવ-હિંસા રહેલી છે તેમાં પુન્ય થાય છે એવી પ્રરૂપણા તેઓથી કરાય જ નહિ. એટલા માટે જ ભગવાને સાધુને જીવહિંસાનાં નવ કોટીએ પચ્ચખાણ કરવાનું ફરમાવેલ છે.

ઇતિ પ્રથમ મહાવ્રતની વ્યાખ્યા

---

# બીજું મહાવ્રત

બીજા મહાવ્રતમાં સાધુને જાવજીવ સુધી નિર્વંદ્ય, સત્ય ભાષા બોલવી જોઇએ અને જૂઠું નહિ બોલવાના ઉપર મુજબ નવ કોટીએ પચ્ચખાણ હોય છે.

પ્રશ્નઃ—ધર્મ ઠેકાણે સાધુથી જૂઠું બોલાય કે નહિ?

ઉત્તરઃ—ન જ બોલાય કારણ ધર્મ જેવા ઉત્તમ સ્થાનમાં જૂઠું બોલાય તો પછી સત્ય શું અધર્મને ઠેકાણે બોલાશે કે? જૂઠું તો

સંસારમાં અનેક ઠેકાણે બોલાય છે પણ ધર્મની બાબતમાં જૂઠું ન જ બોલાય.

પ્રશ્ન:—કેટલાએક એમ કહે છે કે સાધુ, સાધ્વી. એક ગામથી બીજા ગામ જતા હોય અને મારગમાં એક પારધિ (શિકારી) સાધુને પૂછે કે આ રસ્તે તમે હરણને જતાં જોયું છે? તે વખતે હરણના જીવનીરક્ષાને માટે સાધુએ જૂઠું બોલવું કે હરણને આ રસ્તેથી જતાં જોયું નથી. આચારંગ સૂત્રનો આશ્રય લઇ આવા કામમાં જૂઠું બોલવામાં વાંધો નથી એમ કહે છે તે કેમ?

ઉ-તર:—એમ કહેનારા શાસ્ત્રના અર્થનો અનર્થ કરે છે આચારંગ સૂત્રમાં તો એમ કહ્યું છે કે સાધુએ હરણને જોયું હોય તો મોન રહેવું પણ જૂઠું બોલવું નહિ. કદાચ પારધિ (શીકારી) સાધુને પરીસહ આપે તો તેઓએ સહન કરવો. કારણ કે હરણને નથી જોયું એમ જો કહે તો તેઓના બીજા મહાવ્રતનો ભંગ થાય અને હરણને જોયું એમ કહે તો પેલો શિકારી માણસ હરણને મારવા જાય તો પહેલું મહાવ્રત તુટે પણ મૌન રાખે તો કોઇપણ મહાવ્રત તુટે નહિ. શાખ. સૂત્ર, આચારંગ, અધ્યયન ૧૨ ગાથા ૩ વળી દશ વિકાલિક સૂત્રના છઠ્ઠા અધ્યયનની

ગાથા ૧૨માં પણ એમ કહેલ છે કે સાધુને પોતા માટે અથવા બીજા માટે જૂઠું બોલવું કલ્પે નહિ. તે ગાથા ૧૨ લખીએ છીએ.

अप्पाणट्ठा परट्ठावा, कोहावा जइवा भया।
हिंसगं न मुसं बुया नो विअन्नं वयावए॥

તો પછી હરણુને માટે જૂઠું કેમ બોલાય?

ઇતિ બીજું મહાવ્રત.

---

# ત્રીજું મહાવ્રત

ત્રીજા મહાવ્રતમાં સાધુને ચોરી કરવાનાં પચ્ચખાણ ઉપર પ્રમાણે નવ કોટિએ સમજવાં.

**પ્રશ્નઃ**—ચોરી કેટલા પ્રકારની?

**ઉત્તરઃ**—બે પ્રકારની સચેત અને અચેત વસ્તુની.

**પ્રશ્નઃ**—સચેત એટલે શું?

**ઉત્તરઃ**—સચેત એટલે જીવ સહિત

**પ્રશ્નઃ**—અચેત એટલે શું?

**ઉત્તરઃ**—નિર્જીવ, અચેતમાં આહાર, પાણી, વસ્ત્ર, પાતરાં, પુસ્તક વગેરે ધણીની આજ્ઞા વગર સાધુએ ગ્રહણ કરવાં નહિ. સચેતમાં શિષ્ય, શિષ્યણી કરવાં, તે પણ દીક્ષા લેવા વાળાના માતા પિતા આદિ કુટુંબીઓની આજ્ઞાથી,

વગર આજ્ઞાએ મુંડી પાડવાથી સચેતની ચોરી ગણાય. જો તેના ઘરવાળા આજ્ઞા આપતા હોય તોપણ દીક્ષા લેવાંવાલાને નવતત્વનું જાણપણું, પ્રતિક્રમણ વગેરેનું જ્ઞાન તો ઓછામાં ઓછું જોઇએ જ. જેથી તે જીવ અજીવને ઓળખી શકે જીવ, અજીવને ઓળખ્યા વિના સંયમની ઓળખ નથી. શાખ, સૂત્ર દશવિકાલિક, અધ્યયન ૪ ગાથા ૧૨ जो जीवेवि न याणइ, अ जीवेवि नयाणइ, जीवाजीवो अयाणंतो, कहंसो नाही य संजमं. ॥१२॥ માટે જીવાદિક નવત-ત્વના જાણપણા વગર દીક્ષા આપે તો ભગવાનની આજ્ઞાની ચોરી કહેવાય.

વળી દીક્ષા લેવાવાળા વૈરાગ્ય ભાવથી દીક્ષા લે છે કે કેમ એ બાબતની દીક્ષા આપવાવાળાએ ખાસ તપાસ કરવી, કારણ કે ભૂખે મરતા અથવા પોતાને કરજ એટલે દેવું પતાવવાને અર્થે લે તો, તે કાંઇ દીક્ષા પાળી શકે નહિ, તેથી આવા માણસો દીક્ષાને માટે અયોગ્ય કહેવાય અને અયોગ્યને દીક્ષા આપવાથી દીક્ષા આપનારને ચોમાસી દંડ આવે. શાખ સૂત્ર નિસીત ઉદ્દેશો. ૧૧.

તેથી વૈરાગ્યની પરીક્ષા કર્યા વગર દીક્ષા આપે તો શાસ્ત્ર અનુસારે દંડને પાત્ર થાય વળી તે પ્રભુની આજ્ઞા ભંગ કરનાર એટલે આજ્ઞાની ચોરી કરનાર

કહેવાય. માટે વૈરાગ્યની તપાસ કર્યા વગર દીક્ષા આપવી કલ્પે નહિ. વૈરાગ્યની કસોટીમાં પાસ થયા પછી તેની પ્રકૃતિ સંબંધી તપાસ કરવી કારણ કે બહુ ક્રોધી હોય તો જણા જણાથી લડે અને વિષયી હોય તો ગામે ગામ ભવાડા ઉઠે, અને તેથી જૈન શાસન નિંદાય, ઇત્યાદિક અનેક બાબતની તપાસ કર્યા પછી દીક્ષા આપવી તે સિવાય એમની એમ આપવાથી જીન આજ્ઞાની ચોરી લાગે અને ત્રીજું મહાવ્રત તૂટે.

ઈતિ ત્રીજું મહાવ્રત

# મહાવ્રત ચોથું

ચોથા મહાવ્રતમાં સાધુને કુશિલનાં પચ્ચખાણ ઉપર પ્રમાણે નવ કોટિએ સમજવાં.

**પ્રશ્નઃ**—કુશિલ કેટલા પ્રકારનાં?

**ઉત્તરઃ**—ત્રણ પ્રકારનાં દેવતા, દેવાંગના સંબંધી, મનુષ્ય મનુષ્યણી સંબંધી, તિર્યંચ તિર્યંચણી સંબંધી. આ ત્રણે પ્રકારનાં કુશિલ સેવવાનાં સાધુને સર્વ પ્રકારે ત્યાગ હોય છે.

**પ્રશ્નઃ**—બ્રહ્મચારી સાધુ એકલી સ્ત્રી, અથવા એકલી સાધ્વીથી વાત કરી શકે કે નહિ?

ઉત્તરઃ—દશ વિકાલિક સૂત્ર અધ્યયન ૮ ગાથા ૫૬ માં ભગવાને કહ્યું છે કે એકસો વરસની ડોશી જેના હાથ, પગ, નાક, કાન કાપેલાં હોય તો પણ બ્રહ્મચારી સાધુએ તે સ્ત્રીથી એવી હાલતમાં પણ વાત કરવી નહિ.

પ્રશ્નઃ—તો પછી એકલી સ્ત્રી હોય અને બીજું કોઇ પાસે ન હોય તો સાધુ વહોરી શકે કે નહિ?

ઉત્તરઃ—બીજી સ્ત્રી કે બીજો પુરૂષ કોઇપણ ન હોય તો સાધુને વહોરવું કલ્પે નહિ, કારણ કે બીજાઓને તેઓના શિયળવ્રતમાં શંકા ઉપજે અને કોઇ પૂછે તો સાધુએ એમ કહેવું કે બેન તું એકલી છે માટે અમને વહોરવું કલ્પે નહિ.

પ્રશ્નઃ—આવા દુષ્કર બ્રહ્મચર્યવ્રત પાળવા સારૂ ખાવા, પીવા વીગેરેની મર્યાદા રાખવી પડે કે નહિ?

ઉત્તરઃ—મર્યાદા વગર બ્રહ્મચર્યવ્રત પાળવું ઘણું મુશ્કેલ છે માટેજ તેરા પંથી મત સંશોધક આચાર્ય વર્ય શ્રી ભીખનજી સ્વામી તથા શ્રી જીતમલજી મહારાજ આદિ પુરૂષોત્તમ પુરૂષોએ પણ સમુદાયમાં ખાવાપીવાની બાબતમાં કારણ સિવાય સાંજની વખતે ગરમ આહારની ગોચરી ન કરવી આદિ અનેક મર્યાદા બાંધેલી છે. આમ કરવાથી હંમેશાં ઉણોદરી તપ ચાલુ રહે અને સંયમ સુખેથી પાળી શકાય.

પ્રશ્નઃ—કેટલાક સાધુ (નામધારી) એવી પ્રરૂપણા કરે છે કે શ્રાવકને "સદાર સંતોષીએ અવશેષં મેહુણં વિહં પચ્ચખામી" આ પ્રમાણેના ત્યાગ હોય છે તેમાં સદાર સંતોષની એ તેનો ગુણ છે અને તે આજ્ઞામાં છે. આ બરાબર છે?

ઉત્તરઃ—નહિં, સદારા છોડી બીજીના ત્યાગ કર્યો તે ગુણ છે. સદારા ભોગવવામાં તો પાપ છે. અવ્રત છે. જે કોઈ તેવી પ્રરૂપણા કરે છે તેનું ચોથુંવ્રત બીજે કરણે તૂટે છે.

ઇતિ ચોથું મહાવ્રત

---

# પાંચમું મહાવ્રત

પાંચમાં મહાવ્રતમાં સાધુને નવજાતનો પરિગ્રહ રાખવાનાં પચ્ચખાણ ઉપર પ્રમાણે નવ કોટિએ સમજવાં

નવજાતના પરિગ્રહની વિસ્તારપૂર્વક વ્યાખ્યા.

નવજાતિના પરિગ્રહનાં નામઃ-હિરણ્ય, સુવર્ણ, ધન, ધાન્ય, ખેત્ર, વત્થુ, દ્વિપદ, ચૌપદ, અને કુંભી ધાતુ.

(૧) હીરણ્યઃ-એટલે ચાંદી, રૂપિયા, નોટ વગેરે.

(૨) સુવર્ણઃ-એટલે સોનું, ગીની વગેરે.

સાધુએ પોતાના કામ માટે અથવા પરના કામ

માટે પોતાની પાસે રાખવું નહિ, બીજા પાસે રખાવવું નહિ અને રાખે તેને અનુમોદવું નહિ. મનથી, વચનથી અને કાયાથી.

**પ્રશ્નઃ**—સાધુ પોસ્ટ કાર્ડ, કવર, ટિકિટ વગેરે ટપાલ વહેવાર લખવા સારૂ રાખે કે નહિ?

**ઉત્તરઃ**—રાખવા કલ્પે નહિ. કારણ કે કાર્ડ, કવર, ટિકિટ વગેરે એક જાતની નોટની નોટજ છે. જેમ કાગળની કરન્સી નોટ ગવર્નમેન્ટના સિક્કાથી ચાલે છે તેમ કાર્ડ, કવર, ટિકિટ વગેરે ગવર્નમેન્ટના સિક્કાથી જ ચાલે છે.

**પ્રશ્નઃ**—સાધુને પોતાના ગુરૂ અથવા શ્રાવકને સમાચાર લખવા હોય તો?

**ઉત્તરઃ**—ગમે તે સમાચાર લખવા હોય પણ લીધેલાં મહાવ્રત તૂટે તો શી રીતે ટપાલ લખાય?

**પ્રશ્નઃ**—ટપાલ વહેવાર કરવાથી મહાવ્રતમાં એટલો બધો શું વાંધો આવે છે?

**ઉત્તરઃ**— (૧) પહેલાં તો મહાવ્રતજ તૂટી જાય છે, કારણ કે સાધુને પરિગ્રહ રાખવો નહિ અને ટપાલ વહેવાર કરે તેને થોડાંઘણાં કાર્ડ, કવર, ટિકિટ વગેરે પાસે રાખવાં પડે. (૨) બીજું કાર્ડ, કવર વગેરેને રેલવે ગાડીનો વિહાર પણ કરાવવો પડે. સાધુ રેલવે ગાડીમાં બેસે નહિ પણ ટપાલ વહેવાર

કરનારનાં કાર્ડ કવરને રેલવે ગાડીમાં બેસાડવાં જ (મોકલવાં જ) પડે. સાધુને તેથી સ્વારી કરવાના જે ત્રણ કરણુ અને ત્રણુ જોગથી પચ્ચખાણુ હોય તે તુટી જાય છે. (૩) ત્રીજું ગૃહસ્થીના હાથમાં આપીને કાર્ડ, કવર ટપાલના ભુંગળામાં નંખાવવાં પડે છે તેથી ગ્રહસ્થી પાસે કામ કરાવવા રૂપ જે ૨૮ (અઠ્ઠાવીસ)મું અણુાચાર છે તે તેને લાગે. (૪) ચોથું ટપાલ વહેવાર કરનાર સાધુઓને ગ્રહસ્થી કરતાં વધારે ચિંતા અને ઉપાધિ ભોગવવી પડે છે એ દેખીતી વાત છે. આજે ગ્રહસ્થીને પાંચ કાગળો લખવા હોય તો ખરચના ભયથી તે ત્રણ કાગળથી ચલાવી લે છે પણુ સાધુ મહારાજશ્રીને ટપાલ વહેવાર કરતાં કેટલા પૈસા ખરચાય છે તેની ચિંતા કરવાની હોતી જ નથી કારણુ પોતાને તો દ્રવ્યોપાર્જન કરવાની ચિંતા છેજ નહિ. પૈસા ટકાનો આમાં જે ધુમાડો થાય છે તે તો ગ્રહસ્થીઓને જ થાય છે. ગ્રહસ્થીને પાંચ કાગળમાં ચાલતું હોય તો ટપાલ વહેવાર કરનાર સાધુને ૧૫ (પંદર) કાગળ તો સહેજે જોઇએ કારણુ ગ્રહસ્થને તો એમુક જ ઘરની સંભાળ રાખવાની હોય પણુ ટપાલ વહેવાર કરવાવાળા કહેવાતા સાધુ

મહારાજને તો ઘણાં ઠેકાણાંની સંભાળ
રાખવી રહી. દાખલા તરીકે અમુક શ્રાવ-
કજીનો કાગળ નથી આવ્યો, માંદા હતા
તેમને કેમ છે ને કેમ નહિ માટે તેમને
એક કાગળ લખો. અમુક શ્રાવકજી
આવવાના હતા તે કેમ નથી આવ્યા માટે
એક કાગળ તેમને લખો. અમુક લેખ,
છાપાં છપાવવાનાં હતાં તે હજુ બહાર કેમ
નથી પડયાં માટે એક કાગળ ત્યાં લખો,
અમુક લહીયા (લખનાર) પાસે સૂત્ર લખા-
વવાનું કહ્યું હતું તે હજી કેમ નથી લખાયું
એક કાગળ ત્યાં લખો. અમુક ચોપડીઓ
લખાવવાની હતી પણ હજુ રૂપિયાની
સગવડ થઇ નથી માટે એક કાગળ અમુક
શેઠિયાને ત્યાં લખો ઇત્યાદિ અનેક ઠેકાણે
કાગળ લખવાનો ધંધો ટપાલ વહેવાર
કરનાર સાધુને માટે ભાગે દરરોજ ચાલુ
રહે છે અને તેને લીધે ગ્રહસ્થ પાસે ઉપર
જણાવ્યા પ્રમાણે કામ પણ કરાવવું પડે છે.
ટપાલને રેલ ગાડીનો વિહાર કરાવવો પડે,
થોડાંઘણાં કાર્ડ, કવર વગેરે પણ તેઓને
પાસે રાખવાં પડે. આથી અનેક દોષનાં
કારણો ઉભાં થાય માટે પાંચ મહાવ્રત

ધારી સાધુ મહારાજને ટપાલ વહેવાર કરવો કલ્પે નહિ.

પ્રશ્નઃ—હિરણ્ય અને સુવર્ણ, (પરિગ્રહ)ના ત્યાગ થયા પછી છાપાં, ચોપડી કે હેન્ડબીલ છપાવવા સારૂ કે પુસ્તકો ભંડાર માટે એકઠાં કરવા સારૂ સાધુ ઉપદેશ દ્વારા રૂપિયા પૈસા એકઠા કરી કરાવી શકે કે નહિ?

ઉત્તરઃ—સાધુને કોઇપણ બાબત સારૂ પરિગ્રહ ભેગો કરાવવાનો આદેશ, ઉપદેશ આપવાનું કલ્પે નહિ. પછી છાપાં, ચોપડી કે હેન્ડબીલ ગમે તે બાબત હોય. છપાવવા સારૂ પરિગ્રહ ભેગો કરાવવાની બાબત તો દૂર રહી પણ સુ.સાધુને પોતાના પાંચ મહાવ્રતને હિસાબે તો છપાવવાનો આદેશ ઉપદેશ પણ આપવો કલ્પે નહિ. એટલુંજ નહિ પરંતુ પ્રુફ સુધારવા જેવું પણ કામ કલ્પે નહિ. તેમ છતાં જો કોઇ સાધુ નામ ધરાવી તે કરે તો તેનાં લીધેલાં પાંચ મહાવ્રતનો ભંગ થાય. ડાહ્યા હોય તે હૃદયથી વિચારી જોજો.

(૩) ધનઃ—ધનપરિગ્રહ એટલે બીજું ધન તો સાધુ પાસે શું હોય? વસ્ત્ર, પુસ્તક, પાતરાં વગેરે સાધુ જો મર્યાદા ઉપરાંત રાખે તો ધન પરિગ્રહનું પાપ

લાગે અને તેથી પાંચમું મહાવ્રત તુટે છે.

પ્રશ્નઃ—વસ્ત્ર, પુસ્તક, પાતરાં વગેરે રાખવાની સાધુને માટે શાસ્ત્રમાં શું મર્યાદા છે કે જેથી ધન પરિગ્રહનું પાપ તેઓને નહિ લાગે અને સાધુનું મહાવ્રત કુશળ રહે?

ઉત્તરઃ—વ્યવહાર સૂત્રના ૨ (બીજા) ઉદ્દેશોમાં કહ્યું છે તેમજ આચારંગ સૂત્રમાં પણ કહ્યું છે કે એક સાધુને ત્રણ પછેડી રાખવી કલ્પે અને ત્રણ પાતરાં રાખવાં કલ્પે શાસ્ત્રની આ મર્યાદા મુજબ રાખે તો સાધુને ધન પરિગ્રહનું પાપ લાગે નહિ અને લીધેલાં મહાવ્રત તૂટવાને બદલે કુશળ રહે, કારણ કે પ્રભુજીની આજ્ઞા છે; પરન્તુ આજ્ઞા ઉલ્લંઘીને વધારે રાખવામાં આવે તો મહાવ્રત તૂટે. અને પરિગ્રહધારી કહેવાય,

પ્રશ્નઃ—વસ્ત્ર, પુસ્તક, પાતરાં વગેરે સારાં હોય અને પાછળથી મન ગમતાં જોઇએ તેવા મલતાં ન જાણે તો અવસરે કપાટ ભરીને રાખી મૂકવામાં શું વાંધો?

ઉત્તરઃ—શાસ્ત્રોક્ત મર્યાદા મૂકીને રાખવાથી, જીન આજ્ઞાની ચોરી લાગે અને તેથી ત્રીજું મહાવ્રત તૂટે અને બીજું ધન પરિગ્રહ લાગે.

કારણુ કે મર્યાદા ઉપરાંત જે વસ્ત્ર, પુસ્તક, પાત્રાં ઈત્યાદીક રાખે તે પરિગ્રહધારી કહેવાય આથી પાંચમું મહાવ્રત તુટે વળી ઉપર બતાવ્યા મુજબ વસ્તુના કપાટ, પટારા ભરીને રાખી મૂકવામાં આવે તો દરરોજ તેનું પડીલેહણુ થાય નહિ અને પડીલેહણુ કર્યાં વગર થોડાં પણુ વસ્ત્ર, પાતરાં વગેરે સાધુ રાખે તો નિસીત સૂત્રના બીજા ઉદ્દેશાના બોલ પ૯માં તેઓને લઘુ માસિક પ્રાયશ્ચિત કહેલ છે તે લાગે જ માટે જ સાધુને કપાટ, પટારા યા ભંડાર ભરીને વસ્ત્ર, પુસ્તક પાતરાં વગેરે રાખી મૂકવાં કલ્પે નહિ. રાખે તો ધનપરિગ્રહધારી કહેવાય અને ઉપર બતાવ્યા પ્રમાણે અનેક દોષ લાગે તેથી ચારિત્ર રહિત થાય.

(૪) ધાન્યઃ–એટલે અનાજ ઘઉં, ચણા વગેરે સાધુ પોતાના કામ માટે અથવા પારકાના કામ માટે રાખે નહિ, બીજા પાસે રખાવે નહિ અને રાખતાને અનુમોદે નહિ. મનથી, વચનથી અને કાયાથી.

(૫) ખેત્રઃ–એટલે ખેતર વગેરે ઉઘાડી જમીન. સાધુ ઊઘાડી જમીન પોતાની કરી રાખે નહિ, બીજા પાસે રખાવે નહિ, રાખતાને અનુમોદે નહિ, મનથી, વચનથી અને કાયાથી.

**પ્રશ્ન**:—સાધુને માટે વાડા બાંધ્યા હોય અથવા સંડાસ (જાજરૂ) બાંધ્યા હોય તેમાં સાધુ ઠલ્લે, માત્રે (લઘુનીત, વડીનીત) જાય કે નહિ ?

**ઉત્તર**:—સાધુને માટે વાડા અથવા સંડાસ બાંધ્યા હોય તેમાં તેઓને ઠલ્લે, માત્રે જવું કલ્પે નહિ અને જો તેમાં જાય તો ચારિત્રનો ભંગ થાય. માટે જ ભગવાને આચારંગ સૂત્રના ૧૨ (બારમા) અધ્યયનના પાંચમા ઉદ્દેશામાં કહ્યું છે કે જે ગામમાં ઠલ્લે, માત્રે જવાની ખુલ્લી નિર્વંદ્ય જગ્યા ન હોય ત્યાં સાધુએ ચોમાસું કરવું નહિ.

**પ્રશ્ન**:—ઉપકાર વધારે થતો દેખાતો હોય તો ?

**ઉત્તર**:—ગમે તેટલો ઉપકાર થતો હોય તો પણ રહેવું કલ્પે નહિ. સાધુએ પોતાના સંયમ-રૂપી ઘરને પહેલાં તપાસવું. ઘર બાળીને અજવાળું કરે તે માણુસ મૂર્ખ કહેવાય.

(૯) વત્થુપરિગ્રહ:—એટલે બાંધેલાં મકાન.

**પ્રશ્ન**:—સાધુ સ્થાનક ઉપાસરા બંધાવવાનો ઉપદેશ આપી શકે કે કેમ ?

**ઉત્તર**:—નહિ. વળી એમ પણ કહે નહિ કે તમારા ગામમાં સ્થાનક, ઉપાશ્રય નથી

માટે ઉપાશ્રય કરાવવો જોઇએ. અને જો સાધુ એમ કહે તો તે સાધુને વત્થુ પરિગ્રહનું પાપ લાગે અને બીજા કરણે પાંચમું મહાવ્રત તૂટે.

પ્રશ્નઃ—સાધુના ઉપદેશ વગર કોઇ ગૃહસ્થે પોતાની મેળે તેઓને માટે મકાન બંધાવ્યાં કે વેચાતાં લીધાં હોય તે કલ્પે કે નહિ?

ઉત્તરઃ—સાધુ માટે કોઇ ગૃહસ્થે ઉપાશ્રય બંધાવ્યો હોય અથવા વેચાતો લીધો હોય અથવા ભાડે રાખ્યો હોય અથવા સ્થાપિત રાખ્યો હોય (આ મકાન હંમેશાં મુનિ મહારાજ માટે છે અને એને બીજા કોઇ કામમાં વાપરવું નહિ) તો એવા પ્રકારનાં સ્થાનક મકાન અથવા ઉપાશ્રયમાં સાધુને ઉતરવું કલ્પે નહિ. અને જો કોઇ ઉતરે તો તેનાં પાંચ મહાવ્રતમાં વત્થુ પરિગ્રહ નામનું વ્રત ત્રીજે કરણે તુટે. કારણ કે સાધુ માટે બંધાવેલા સ્થાનકને તેઓ ભોગવે તો તેઓને અનુમોદવાની ક્રિયાનું પાપ લાગે.

વળી આધાકર્મી સ્થાનકનો દોષ આચારંગ સુત્રમાં બતાવેલ છે તે સુત્ર શાખથી નીચે બતાવીએ છીએ.

સાધુ માટે છકાય જીવની હિંસા કરી મકાન બંધાવે

અને તેમાં સાધુ રહેતો દ્રવ્યથી તો સાધુ કહેવાય કારણકે સાધુનો વેષ પહેર્યો છે માટે, પણ ભાવથી તો ગૃહસ્થી જ કહેવાય. શાખ, સૂત્ર આચારંગ અધ્યયન ૧૧ (અગિયારમું), ઉદ્દેશો ૩ (ત્રણ), બોલ ૧૫ (પંદર) મામાં આ બાબત કહેલી છે. વળી બીજે પણ અનેક ઠેકાણે તીર્થંકર દેવે કહ્યું છે કે સાધુને માટે બનાવવાના ભાવ ભેગા કરી સ્થાનક, ઉપાશ્રય બંધાવ્યા હોય તેમાં સાધુએ ઉતરવું નહિ, તો પછી તેને માટે સ્થાનક ઉપાશ્રય સારૂ ફાળા કરાવવાનો અધિકાર હોયજ કયાંથી?

પ્રશ્નઃ—કેટલાએક એમ કહે છે કે સાધુ થોડાજ કહે છે કે અમારે માટે સ્થાનક ઉપાશ્રય બંધાવો. ગૃહસ્થી પોતાની મેળે બંધાવે તેમાં અમોને (સાધુને) રહેવામાં શું વાંધો?

ઉત્તરઃ—સંસારમાં જમાઈ શ્વસુરગૃહે જમવા જવાનો હોય ત્યારે શ્વસુરપક્ષ બદામનો શીરો બરફી વગેરે બનાવે છે, તે વખતે જમાઇ થોડુંજ કહે છે કે મારે માટે મિષ્ટાન્ન બનાવો. તે સાસરે જમવા જાય છે ત્યારે સાસરાવાળા તેને માટે સારાંસારાં મિષ્ટાન્ન બનાવે છે પણ જો તે પહેલેથી જ શ્વસુરપક્ષને કહી દે કે મારે આજે દાળ, રોટલી બે દ્રવ્ય સિવાય બીજાં દ્રવ્ય કામમાં લેવાનાં પચ્ચખાણ છે તો પછી તેઓ

બદામનો શીરો બરફી વગેરે બનાવે નહિ કારણુ ઘરનો માલ ફોકટ કોણુ ગુમાવે. તેમ જ સાધુ પહેલાં જ કહી દે કે અમારે માટે સ્થાનક ઉપાશ્રય બંધાવશો નહિ કારણુ કે અમને કલ્પે નહિ તેમ છતાં જો બંધાવશો તો તમારા ઘરનો માલ ગુમાવશો અને દુર્ગતિનાં ખાતાં બાંધશો આમ સાધુ ખુલ્લું કહે તોપછી કોઇપણુ શ્રાવક પોતાનો માલ ગુમાવી પાપમાં ઉતરે નહિ પણુ સાધુ પોતે અલ્પ પાપ, બહુ નિર્જરા દેખાડી ગામો ગામ સ્થાનક ઉપાશ્રયનો ઉપદેશ આપી ઉતારા કરાવે છે. એમ કરવાથી એક ઘરની મમતા છોડી અનેક ઘરની મમતા લાગે છે. તે કારણુથી સાધુને નિયત કાયમી સ્થાનક-ઉપાશ્રય નજ જોઇએ. વખત પર હાટ, હવેલી, બંગલો ઓટલો જે સુજતું મળે તેમાં સાધુજીએ અપ્રતિબંધપણે રહેવું પણુ સાધુને એકજ મકાનમાં ઉતરવાનો પ્રતિબંધ ન જ હોય. જો પ્રતિબંધ રાખે તો વત્થુ પરિગ્રહનું પાપ લાગે અને પાંચમું મહાવ્રત તુટે.

૭. દ્વિપદ પરિગ્રહઃ—એટલે દાસ, દાસી, નોકર, ચાકર, વગેરે સાધુ રાખે નહિ, રખાવે નહિ અને

રાખતાં પ્રત્યે અનુમોદે નહિ, મનથી, વચનથી અને કાયાથી.

**પ્રશ્નઃ**—સાધુ ગૃહસ્થી પાસે બોજ ઉચકાવે કે નહીં? તેમજ ડોળી ઉપડાવે કે નહિ? વીહાર કરતી વખતે ભૈયા વગેરે નોકર ચાકર ઇત્યાદિક મંગાવે કે નહિ? કપડાં ધોવરાવે કે નહિ? પગ ચંપી કરાવે કે નહિ?

**ઉત્તરઃ**—સાધુ ગૃહસ્થી પાસે બોજ ઉચકાવે નહિ અને ડોળી ઉપડાવે નહિ. ઉચકાવે તો ચોમાસી પ્રાયશ્ચિત એટલે ચાર મહિનાનું સાધુપણું જાય. શાખ સૂત્ર નિસિત્ત ઉદ્દેશો ૧૨. બોલ ૪૫. કપડાં વગેરે ધોવરાવે તેમજ પગપંચી કરાવે તો અઠ્ઠાવીશમું અણાચાર દોષ લાગે. શાખ સૂત્ર દશ વૈકાલિક અધ્યન ૩. વળી સાધુ ગૃહસ્થી પાસે પગચંપી કરાવે તો ચોમાસી પ્રાયશ્ચિત લાગે. શાખ સૂત્ર નિસીત ઉદ્દેશો ૧૫. માટે સાધુએ ગૃહસ્થી પાસે કાંઇ કામ કરાવવું નહિ.

**પ્રશ્નઃ**—સાધુ પગારદાર પંડિત પાસે ભણે તો દ્વિપદ પરિગ્રહ લાગે કે નહિ?

**ઉત્તરઃ**—સાધુ માટે પગાર આપી પંડિત રાખે તો તેની પાસે ભણવું નહિ પણ જેમ કોઇ પાસે રોટલી હોય અને તે જેમ વગર મૂલ્યે આપે

તેમ કોઇ પાસે વિદ્યા હોય ને તે આપે તો તેની પાસે ભણવું પણ સાધુ પગારદાર પંડિત રાખે નહિ રખાવે નહિ અને રાખે તેની પાસે ભણે તો દ્વિપદી પરિગ્રહનું પાપ લાગે. વળી પંડિતના પગારની સગવડ પણ કરવી પડે. આ હિસાબે બીજાને પરિગ્રહ રખાવે તેથી બીજે કરણે પાંચમું મહાવ્રત તૂટે.

૮ ચોપદ પરિગ્રહઃ—એટલે ગાય, ભેંસ, ઘોડા, હાથી, બકરાં ઈત્યાદિક સાધુ પોતે રાખે નહિ, રખાવે નહિ, અને રાખતાં પ્રત્યે અનુમોદે નહિ. મનથી વચનથી અને કાયાથી,

**પ્રશ્નઃ**—સાધુ ગૃહસ્થને એમ કહે કે નહિ કે તમારે આટલી ગાયો, ભેંસો તો રાખવીજ જોઇએ?

**ઉત્તરઃ**—ગાય, ભેંસ ચોપદ પરિગ્રહમાં છે તેને સાધુએ પોતે રાખવી છોડી અને પછી બીજાને રાખવાનો ઉપદેશ કરે તો બીજે કરણે ચોપદ પરિગ્રહનુ પાપ લાગે અને પાંચમું મહાવ્રત તૂટે.

**પ્રશ્નઃ**—કેટલાએક એમ કહે છે કે આણંદ શ્રાવક ચાલીસ હજાર ગાયો રાખી હતી અને વીરપ્રભુએ રખાવી હતી તો તેમનું મહાવ્રત કેમ તૂટયું નહિ?

**ઉત્તરઃ**—આણંદ શ્રાવકે ચાલીશ હજાર ગાયો

પોતાની ઇચ્છાથી રાખી છે પણ મહાવીર સ્વામીએ તેને રાખવાનું કહ્યું નથી. અને મહાવીર સ્વામીએ રખાવી હોત તો તેઓ આણુંદ શ્રાવકને એમ કહેત કે, હે, આણુંદ તું ચાલીસ હજારની મર્યાદા કેમ કરે છે. વધારે રાખશે તો વધારે પુન્ય થશે. પણ ભગવાનનો ઉપદેશ રાખવાનો ન જ હોય. ભગવાન પાસે કોઇ યથાશક્તિ ત્યાગ કરે તેનાં તેને પચ્ચખાણ આપે છે. ભગવાન પાસે આવીને કોઇ કહે કે મને પાંચ ગાય ઉપરાંત રાખવાના પચ્ચખાણ આપો તો ભગવાન પચ્ચખાણ કરાવે કારણ કે ભગવાનનો ઉપદેશ વ્રત વધારવાનો હોય. અવ્રત વધારવાનો ઉપદેશ ભગવાનનો હોય જ નહી. માટે જ જ્ઞાની જણે વિચારવું કે આણુંદ શ્રાવકને ચાલીશ હજાર ગાયો રાખવાનો ઉપદેશ પ્રભુએ આપ્યો જ નથી. ડાહ્યા હોય તે વિચારી જોજો.

૯ કુંભી ધાતુની વ્યાખ્યા—કુંભી ધાતુમાં ત્રાંબુ, પિત્તળ, લોખંડ ઇત્યાદિ સાધુ પોતે રાખે નહિ, રખાવે નહી રાખતાંને અનુમોદે નહિ. મનથી વચનથી અને કાયાથી.

પ્રશ્નઃ—સાધુને ધાતુ માત્ર રાખવી નહિ તો પછી કોઇ સાધુની આંખે ચશ્માં આવ્યાં હોય તો

ચશ્માં પહેરે કે નહિ?

ઉત્તર:—સાધુએ ચશ્માં રાખવાં નહિ કારણ કે પ્રશ્ન વ્યાકરણ સૂત્રના અધ્યયન ૧૦માં કહ્યું છે સાધુએ કાચ, પથ્થર, સોનું, રૂપું, પિત્તલ વગેરે રાખવું નહિ તો પછી ચશ્માં કેમ રખાય?

પ્રશ્ન:—કોઇ કહે ચશ્માં તો જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ માટે રાખીએ છીએ.

ઉત્તર:—ભગવાનની આજ્ઞા કુશળ રાખીને જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ કરવામાં આવે, તો જ લેખામાં ગણાય, પણ આજ્ઞાનો ભંગ થાય તે કરણી લેખામાં નહિ અને જો ભગવાનની આજ્ઞા લોપી પાંચમું મહાવ્રત તોડીને ચશ્માં ચઢાવવામાં જ્ઞાન ધ્યાનની વૃદ્ધિ કોઇ વ્યકિત સમજતી હોય તો તેને ન્યાયે કોઈ સાધુને કાનમાં જખમ થયો હોય અને તેથી કાનમાં બહેરાશ વધીને ઓછું સંભળાતું હોય ત્યારે વ્યાખ્યાન આપવામાં અને પ્રશ્નોત્તર કરવામાં ઘણી અડચણ પડતી જાણી તે વખતે જ્ઞાન ધ્યાનના વધારાનો લાભ લઇ કાને બેટરી ચઢાવે તો પછી શું વાંધો! અને મોઢાનાં દાંત પડવાથી દાંતનું ચોકઠું ચઢાવે તો પછી શું વાંધો? દાંતનું ચોકઠું બેસાડવાથી સ્પષ્ટ ઉચ્ચારણ કરવામાં આવે અને લોકો સહેલાઇથી ધર્મ ઉપદેશ સમજાવવાનો લાભ

ઊઠાવી શકે એ પણ ધ્યાનના વધારા સારૂજ છે.

વળી કોઇ સાધુને પગમાં જખમ થયો હોય તો જ્ઞાન ધ્યાનના વધારા સારૂ રેલગાડીમાં વિહાર કરે તો શું વાંધો? કારણ કે ગામો ગામ ફરે તો ઘણા શ્રાવકને સમજાવે એ પણ જ્ઞાન, ધ્યાનના વધારા સારૂ જ છે.

હવે વિચારો કે જો જ્ઞાન ધ્યાનના વધારા સારૂ ચશમાં ચઢાવવામાં આવે તો પછી કાને સાંભળવા સારૂ બેટરી રાખે, અને સ્પષ્ટ ઉચ્ચારણ કરવા સારૂ દાંત બંધાવે અથવા દાંતનું ચોકઠું ઘાલે અને ગામો ગામ ઉપકાર કરવા સારૂ પગમાં જખમને લીધે રેલગાડીમાં વીહાર કરે તો પછી સાધુપણું પાળવું શું મુશ્કેલ છે? શાસ્ત્ર આજ્ઞા બહારનાં કાર્ય કરી જ્ઞાન, ધ્યાનનો વધારો સમજે તે માણસની દ્રષ્ટિ પ્રભુ આજ્ઞા પાળવાની નથી એમ સમજવું જોઇએ અને જો આજ્ઞા પાળવાના ભાવ હોય તો એમ સમજે કે ગમે તેમ થાય પણ પ્રભુની આજ્ઞા તોડી ચશમાં ચઢાવવાં નહિ.

પૂર્વે કહ્યા તે પાંચ મહાવ્રત પૂર્ણરીતે પાળે તેજ ગુરૂ કહેવાય અને પાંચ મવ્રતની અંદર એકપણ મહાવ્રત તૂટે તો સાથેના સાથે પાંચે મહાવ્રત તૂટી જાય છે.

પ્રશ્નઃ—તે કેમ?

ઉત્તરઃ—ધારો કે કોઇ એક સાધુએ ઉપદેશ આપી કોઇપણ કાર્ય સારૂ પરિગ્રહ ભેગો કરાવ્યો અને

ભેગો થયા પછી ખુશી પણ થાય કે આપણા ઉપદેશથી કેવું મજાહનું ફંડ થયું. આમ કરવાથી પાંચમાં મહાંવ્રતમાં સાધુનાં બે કરણ તૂટયાં એ એ હિસાબે પાંચમું મહાવ્રત તો ખલાસ થયું જ અને પરિગ્રહ છે ત્યાં આરંભ સમારંભ રહેલા છે. શાખ—સૂત્ર સુયગડાંગ. અધ્યયન—૧ ઉદેશો—૧ ગાથા—૨. આ હિસાબે આરંભ, સમારંભ જે કાર્યમાં સમાયલાં હોય તે કાર્યનો સાધુ મુનિરાજ ઉપદેશ આપે તો તેનું પહેલું મહાવ્રત તુટે, બે મહાવ્રત ખલાસ થયાં પહેલું અને પાંચમું, પછી પૂછવાથી તે સાધુ કહે છે કે અમો પાંચ મહાવ્રતધારી છીએ એટલે જુઠું બોલ્યા કારણ કે પાંચમાંથી બે તો પહેલાં જ તોડી નાંખ્યાં એ હિસાબે બીજું વ્રત પણ ખલાસ થયું. હવે જુઠું બોલવાની પ્રભુની આજ્ઞા નથી તે હિસાબે આજ્ઞાની ચોરી થઇ. એટલે ત્રીજું વ્રત પણ ખલાસ થયું. હવે ચોથા વ્રતની વાતકુશિલ બે પ્રકારનાં છેઃ એક તો સ્રી પુરૂષના ભોગ સબંધી, બીજું આચાર કુશિલ, તે આરંભ અને પરિગ્રહની બાબતમાં આદેશ અને ઉપદેશ દ્વારા ભાગ લેવાય તે. આ કારણુથી ચોથું મહાવ્રત તુટયું કારણ કે

પરિગ્રહને ભેગા કરવાથી આચારનું કુશિલ-
થયું અને જ્યારે પરિગ્રહના ફંડ સબંધી
ઉપદેશ કર્યો ત્યારે પાંચમું મહાવ્રત શરૂઆ-
તમાં તૂટવાથી પાંચે તુટે છે માટે જ સાધુ
ચાર મહાવ્રતધારી કે ત્રણ વ્રતધારી કહેવાતા
નથી એ રીતે દરેક મહાવ્રત ઉપર વિચાર
કરવો જોઇએ કે એક મહાવ્રત તુટવાથી
પાંચેના પાંચેજ એકી સાથે તુટે છે. જેમ
મોતીની માળાનું એક મોટી તુટી પડવાથી
બધાં મોતા નીચે પડે છે તેમજ મહાવ્રતનો
હિસાબ સમજવો.

ઉપર બતાવ્યા પ્રમાણે પાંચ મહાવ્રત પાળવાવાળા
સાધુએ આઠ પ્રવચન માતાના બોલ પૂરી રીતે પાળવા
જોઇએ કારણ કે સંયમરૂપી સંતાનની રક્ષા માટે
ભગવાને આઠ ધાય માતા કરેલ છે.

પ્રશ્નઃ—આઠ પ્રવચન માતાનાં નામ કહો.

ઉતર—ઇરિયા સમિતિ, ભાષા સમિતિ, એષણા
સમિતિ આદાન ભંડમત નિક્ષેપણા સમિતિ
ઉચ્ચાર પાસવણ જલ, સંઘાણ પરિઠાવણીઆ
સમિતિ એ પાંચ સમિતિ છે. અને ત્રણ
ગુપ્તિ છે તેનાં નામ. મન ગુપ્તિ વચન ગુપ્તિ
અને કાય ગુપ્તિ. પાંચ સમિતિ અને ત્રણ
ગુપ્તિ મળી આઠ બોલને પ્રવચન માતાના

બોલ કહે છે.

પ્રશ્નઃ—ઇરિયા સમિતિ એટલે શું ?

ઉ-તરઃ—ઇરિયા સમિતિ એટલે પોતાની દેહ પ્રમાણે દ્રષ્ટિ મૂકી જોઇ જોઇને ચાલવું મારગમાં ચાલતાં, વાતો કરવી નહિ સબબ વાતો કરવાથી જોવામાં ધ્યાન રહે નહિ અને નીચું જોયા વગર દિવસે સાધુ જો ચાલે તો તે સાધુ છ કાયનો ઘાતક કહેવાય. અને રાત્રે દેહ ચિંતા ટાળવા માટે બહાર જવું પડે તો ચરવળાથી પુંજ્યા વગર પગ મૂકવો નહિ.

ઇતિ ઇરિયા સમિતિ

પ્રશ્નઃ—ભાષા સમિતિ એટલે શું ?

ઉત્તરઃ—ભાષા સમિતિ એટલે સાધુએ નિર્વંધ સત્ય ભાષા બોલવી સાવધ ભાષા બોલવી નહિ એટલુંજ નહિ પરંતુ સત્ય હોવા છતાં સાવધ હોય તો તે પણ બોલવી નહિ.

( ગાથા )

ભાષા વિચારીને નિધર્વં બોલીએરે કર્કશ કઠોર મુળમત બોલરે

સાવધ ભાષા મતી બોલે સર્વંવારે મીઠો બોલેતો પહેલાં તોલ રે.

શ્રી જીન ગણધર ગૌતમને કહે રે.

**પ્રશ્નઃ—સાવધ ભાષા કોને કહેવી ?**

ઉ-તરઃ—જે વાકય બોલવામાં પાપ લાગે એવી ભાષા બોલવી નહિ. દાખલા તરીકે "ચુલો જોઇને સળગાવજે" "પાણી ગાળીને પીજે" આ સાવધ ભાષા થઇ કારણુ કે આમાં કાર્ય કરવાની આજ્ઞા આપી છે.

નિર્વધ ભાષા બોલવામાં પાપ નહિ દાખલા તરીકે "જોયા વગર ચાલવું નહિ" અણુગળ પાણી પીવું નહિ" આ ભાષા નિર્વધ થઇ કારણુ કે આમાં કાર્ય કરવાની આજ્ઞા આપી નથી ફકત ઉપદેશ આપી પાપ ટળાવ્યું છે.

દશવૈકાલીક સૂત્રના ૭મા અધ્યયનની ૪૭મી ગાથામાં કહ્યું છે કે ગૃહસ્થ તમે અહીં આવો અથવા અહીંથી જાઓ અથવા અહીં ઉભા રહો અથવા અહીં બેસી જાઓ અથવા અમુક કાર્ય કરો. આ ભાષા સાવધ હોવાથી સાધુએ બોલવી નહિ.

પ્રશ્નઃ—કોઇ મોટો પૈસાવાળો શેઠીઓ આવ્યો હોય તો ?

ઉત્તરઃ—ગમે તેવો મોટો અને પૈસાવાળો શેઠીઓ હોય તેની સાધુને શું ગરજ છે કે જેથી ગરીબને તકલીફ આપી પૈસાવાળાને આગળ બેસાડે. સાધુને ગરીબ અને પૈસાવાળા બધાને સરખા ગણી કોઇને પણ આવો, જુઓ, બેસો ઉઠો

એમ કહેવું કલ્પે નહિ. સર્વને સરખો ધર્મ ઉપદેશ સાધુએ કરવો. આવી રીતની સમિતિ ઉપરથી શુદ્ધ સાધુ તરતજ ઓળખી શકાય.

## ઇતિ ભાષા સમિતિ.

પ્રશ્નઃ—એષણા સમિતિ એટલે, શું ?

ઉત્તરઃ—એષણા સમિતિ એટલે, વસ્ત્ર, પાત્ર, આહાર પાણી દવા અને ઉતરવાની જગ્યા વગેરેની ચોખ્ખી રીતે તપાસ કરવી તે. કારણ કે સાધુ માટે કોઇપણ વસ્તુ બનાવી હોય અથવા વેચાતી લાવ્યા હોય તો તેઓને ગ્રહણ કરવી કલ્પે નહિ કારણ કે એષણા સમિતિવંત સાધુએ બેતાલીસ દોષ અને બાવન અનાચાર ટાળી ઉપરોકત વસ્તુ લેવી તેમ કહેલ છે તે નીચે મુજબ છે. તે બેતાલીસ દોષ કયા કયા છે તેનાં નામ વિગત સાથે કહે છે.

## શ્રાવકના જોગથી ૧૬ ઉદ્દગમના દોષ

૧. **આધાકર્મી** (અધોગતિમાં લઇ જતા દોષો) એટલે ખાસ સાધુ માટે આહાર, પાણી, વસ્ત્ર, પાત્રાં, પાટ, પાટલા, સ્થાનક ઉપાશ્રયાદિક ૧૪ પ્રકારની વસ્તુમાંની કોઇપણ વસ્તુ બનાવીને સાધુને આપે અને સાધુ ભોગવે

તો દોષ લાગે.

૨. ઉદ્દેશિક એટલે સાધુને ઉદ્દેશી ભાવ ભેગા કરી બનાવેલી ૧૪ પ્રકારની વસ્તુ તેઓને આપે અને સાધુ તે લે અથવા ભોગવે તો દોષ લાગે.

૩. પુતીકર્મ એટલે ઉપરોક્ત દોષ વાળી વસ્તુનો શુદ્ધ વસ્તુ સાથે જરા પણ ભેળ, સંભેળ કરીને આપે અને સાધુ તે લે તો દોષ લાગે.

૪. થાપીતો એટલે સાધુને માટે સ્થાપી રાખે કે અમુક વસ્તુ સાધુને માટે જ છે બીજા કોઇએ વાપરવી કે ભોગવવી નહિ. આવા પ્રકારની વસ્તુ આપે અને સાધુ તે લે તો દોષ લાગે.

૫. મિશ્ર એટલે સચેત અને અચેત બેઉને ભેગી કરીને આપે અને સાધુ તે લે તો દોષ લાગે.

૬. પ્રોહણો પ્રોહણો એટલે આઘા પાછી કરીને સાધુને આપે એને તે લે તો દોષ લાગે.

૭. કોઇપણ વસ્તુ અંધારામાં હોય અને સાધુને વહોરાવવા સારૂ અજવાળું કરીને વસ્તુ આપે અગર વહોરાવે અને સાધુ તે લે તો દોષ લાગે.

૮. સાધુ સારૂ કોઇપણ વસ્તુ વેચાતી લાવીને આપે અને સાધુ તે લે તો દોષ લાગે.

૯. સાધુ સારૂ કોઇપણ વસ્તુ ઉધાર લાવી આપે અને સાધુ તે લે તો દોષ લાગે.

૧૦. કોઇપણ વસ્તુનો અદલો બદલો કરી સાધુને

આપે અને તે લે તો દોષ લાગે.

૧૧. સાધુને સામું આણીને આપે અને લે તો દોષ લાગે.

૧૨. સાધુને બારણુ ઉઘાડીને આપે અને સાધુ લે તો દોષ લાગે.

૧૩. વસ્તુ ઉંચી નીચી હોય તે ઉતારતાં અજયણા થાય એવી જગ્યાએથી ઉતારીને સાધુને આપે અને સાધુ લે તો દોષ લાગે.

૧૪. નિર્બળ એટલે નબળા પાસેથી છીનવીને વસ્તુ સાધુને આપે અને તે લે તો દોષ લાગે.

૧૫. પારકી વસ્તુ ધણીને પુછયા વગર સાધુને આપે અને તે લે તો દોષ લાગે.

૧૬. રાંધતી વખતે આંધણમાં સાધુ માટે વધારે ઓરે અથવા રાંધે અથવા નાંખે અને તે લે તો દોષ લાગે.

## સાધુના યોગથી ૧૬ ઉત્પાનના દોષ.

૧૭. સાધુ ધાવની માફક બાળકને રમાડીને કોઇ વસ્તુ લે તો દોષ લાગે.

૧૮. દુત્તીની માફક ગૃહસ્થીને સગા સંબંધી વગેરેના સમાચાર કહીને સાધુ કોઇ ચીજ યાચે તો દોષ લાગે.

૧૯. નિમિત્ત વગેરે કહીને લે તો સાધુને દોષ લાગે.

૨૦. ન્યાત જાત જણાવીને એટલે હું અમુક

જાત અથવા નાતનો છું અથવા ગૃહસ્થીને સાધુ એમ કહે કે સંસાર પક્ષે તમો અને અમો અમુક અમુક સગાં સબંધી થઈએ છીએ એમ કહીને કોઈપણ વસ્તુ લે તો દોષ લાગે.

૨૧. ગરીબી બતાવીને એટલે તમો અમોને નહિ આપશો તો બીજું કોણ આપશે એમ કહીને લે તો સાધુને દોષ લાગે.

૨૨. સાધુ વૈદપણું બતાવીને કોઈ વસ્તુ લે તો દોષ લાગે.

૨૩. ક્રોધ કરીને લે તો સાધુને દોષ લાગે.

૨૪. માન, અહંકાર કરીને લે તો દોષ લાગે.

૨૫. માયા, કપટ, ક્રિયા કરીને લે તો દોષ લાગે,

૨૬. લોભ કરીને લે તો દોષ લાગે.

૨૭. આગળ પાછળ આપનારના ગુણ ગાઇને લે એટલે કે તમો ઉદાર દિલના છો, દાનવીર છો માટે તમો આપો એમ કહીને યાચે તો દોષ લાગે.

૨૮. વિદ્યા, કામણ, વશીકરણ વગેરે કરીને લે તો દોષ લાગે.

૨૯. મંત્ર, વૈદપણું કરીને લે તો દોષ લાગે.

૩૦. ગોલી ચુરણ બનાવવાનું કહીને લે તો

દોષ લાગે.

૩૧. સુભાગ્ય દુર્ભાગ્યપણું બતાવીને લે તો દોષ લાગે.

૩૨. ગર્ભ પડાવીને લે તો દોષ લાગે.

## સાધુ શ્રાવક બંનેના યોગથી એષણાના દસ દોષનાં નામો

૩૩. શંકા સહિત લે તો દોષ લાગે.

૩૪. સચેત (એટલે જીવ સહિત પૃથ્વી પાણી વગેરે)થી હાથ ખરડાયલો હોય તેવા પાસેથી લે તો દોષ લાગે.

૩૫. સચેત ઉપર મૂકેલી વસ્તુ હોય તે વસ્તુ લે તો દોષ લાગે.

૩૬. સચેતે કરી ઢાંકેલું હોય તે સાધુ લે તો દોષ લાગે.

૩૭. સચેતનો સ્પર્શ થનો હોય એટલે અડકીને રહ્યું હોય અને તે લે તો દોષ લાગે.

૩૮. આંધળા, પાંગળા* પાસેથી લે તો દોષ લાગે.

૩૯. પૂરું શસ્ત્ર પરણમ્યું ન હોય એટલે પુરું અચેત નહિ થયું હોય તે લે તો દોષ લાગે (કાચું પાકું)

૪૦. સચેત, અચેત ભેગી વસ્તુ હોય તે લે તો દોષ લાગે.

૪૧. અજયણા થાય તેમ નાખતાં નાખતાં કોઇપણ

વસ્તુ વહોરાવે અને તે સાધુ લે તો દોષ લાગે.

૪૨. તરતનું લીંપેલું આંગણું હોય તે ઉપરથી લે તો દોષ લાગે.

## હવે બાવન અણાચાર કયા કયા તેનાં નામ વિગત સાથે નીચે મુજબ.

૧ સાધુને ઉદ્દેશીને એટલે સાધુના નિમિ-તે આરંભ કરીને જે કાંઈ આહાર, પાણી, વસ્ત્ર, પાત્ર દવા, પાટ, પાટલા, સ્થાનક, ઉપાશ્રયાદિક ૧૪ પ્રકારની વસ્તુ બનાવી હોય તેને ભોગવે તો અણાચાર લાગે.

૨ સાધુને માટે કોઇપણ વસ્તુ વેચાતી લાવીને આપે તેને ભોગવે તો અણાચાર લાગે.

૩ જે ઘરનાં આહાર, પાણી વગેરે પહેલે દિવસે વહોર્યાં હોય તેજ ઘરનાં બીજે દિવસે વહોરે તો અનાચાર લાગે.

૪ આહાર, પાણી, વસ્ત્ર, પાતરાં વગેરે ગૃહસ્થ સામું આણી મૂકે ને સાધુ ભોગવે તો અણાચાર લાગે.

---

* નોંટ:—(દોષ નંબર ૩૮) "આંધળા, પાંગળા હાલી ચાલીને વહોરાવે તો અયત્ના થવાનો સંભવ છે માટે દોષ કહ્યા જણાય છે પરંતુ જો તે સ્થિર રૂપે બેઠેલા હોય તે વખતે કોઇ સુજતી રોટલી તેના હાથમાં વહોરાવવા સારૂ આપે અને તે વહોરાવે તો તે લીધાના દોષનું કારણ સાધુને નથી."

૫ રાત્રે આહાર, પાણી ભોગવે તો અણુાચાર લાગે.
૬ સ્નાન કરે એટલે નહાય તો અણુાચાર લાગે.
૭ સુગંધી પદાર્થો, અત્તર, તેલ, ફૂલ આદિ ભોગવે તો અણુાચાર લાગે.
૮ પુષ્પાદિકની માળા ભોગવે તો અણુાચાર લાગે.
૯ વાયરો (પવન) લેવા માટે વિંઝણો અથવા પંખો વગેરે હલાવે તો અણુાચાર લાગે.
÷૧૦ આહાર, પાણી, ભોજાણુાદિક રાત્રે વાસી રાખે તો અણુાચાર લાગે.
૧૧ ગૃહસ્થના વાસણુમાં જમે તો અણુાચાર લાગે.
÷૧૨ રાજા રાજગાદીએ બેસે તે વખતનાં સરસ આહારાદિક રાજપિંડ ભોગવે તો અણુાચાર લાગે.
૧૩ સદાવ્રત, દાનશાળા ધર્માદા વગેરેનાં આહાર પાણી દવા વગેરે કોઇપણુ વસ્તુ લે તો અણુાચાર લાગે.
૧૪ શરીર પર તેલાદિ ચોળે તો અણુાચાર લાગે. (કારણુથી છૂટ)
૧૫ દાંત પખાળે તો અણુાચાર લાગે. (કારણુથી છુટ)
૧૬ ગૃહસ્થને સુખ શાતાદિક પૂછે તો અણુાચાર લાગે.
૧૭ અરિસા એટલે કાચમાં મોઢું જુએ તો અણુાચાર લાગે.
૧૮ જુગાર રમે તો અણુાચાર લાગે.
૧૯ ચોપાટ, પાનાં વગેરે રમે તો અણુાચાર લાગે.
૨૦ માથા ઉપર છત્રી રાખે તો અણુાચાર લાગે.

૨૧ વૈદપણું કરે એટલે ગૃહસ્થને રોગાદિક ઉપર ગોળી ચુર્ણ વગેરે ઓષધ બતાવે તો અણાચાર લાગે.

૨૨ પગમાં બુટ વગેરે પહેરે તો અણાચાર લાગે.

૨૩ અગ્નિનો આરંભ સમારંભ કરે તો અણાચાર લાગે.

૨૪ જેના થકાનમાં ઉતર્યા હોય તે ધણીના ઘરનાં આહાર, પાણી, દવા વગેરે લે તો અણાચાર લાગે.

૨૫ ગૃહસ્થના આસન, પલંગ, માંચા, વગેરે ઉપર બેસે તો અણાચાર લાગે.

૨૬ રોગી, તપસ્વી, દુર્બળ એટલે અશકત એ ત્રણ સિવાય કારણ વગર ગૃહસ્થના અંતર ઘરમાં (એટલે બે મકાનની વચમાનું મકાન) બેસે તો અણાચાર લાગે.

૨૭ મેલાદિક દૂર કરવા સારૂ શરીરે પીઠી વગેરે ચોળાવે તો અણાચાર લાગે.

૨૮ ગૃહસ્થની વૈયાવચ કરે તથા ગૃહસ્થ પાસે વૈયાવચ કરાવે તો અણાચાર લાગે.

૨૯ પોતાની જાતની ઓળખાણ કરાવીને એટલે હું અમુક જાતનો છું તમે અમારા અમુક સગાં સંસાર પક્ષે થાઓ છો એમ કહી આહારાદિક વહોરે તો અણાચાર લાગે.

૩૦ મિશ્ર પાણી એટલે કંઇક કાચું અને કંઇક પાકું એવું ભેળસેળવાળું ભોગવે તો અણાચાર લાગે.

૩૧ રોગ થયો હોય ત્યારે ગૃહસ્થીનું શરણુ ઇચ્છે એટલે વૈયાવચ વગેરે ગૃહસ્થી પાસે કરાવવી ઇચ્છે તો અણુાચાર લાગે.

૩૨. મૂળા (૩૩) આદુ (૩૪) શેરડીના કાચા કટકા (૩૫) કંદ (૩૬) મૂળ (૩૭) બીજ (૩૮) ફળ (૩૯) સંચળ (૪૦) સિંધવ (૪૧) કાચું મીઠું (૪૨) સમુદ્રનું મીઠું (૪૩) ખાડીનું મીઠું (૪૪) કાળુ મીઠુ ઉપરોકત નંબર ૩૨ થી નંબર ૪૪ સુધીની વસ્તુ સચેત ભોગવે તો અણુાચાર લાગે.

૪૫ ધૂપ કરે કરાવે તો અણાચાર લાગે.

૪૬ વગર કારણે જાણી જોઇને ઉલટી કરે તો અણુાચાર લાગે.

૪૭ વગર કારણે ગુહ્ય પ્રદેશ, ધૂવે તો અણુાચાર લાગે.

૪૮ વગર કારણે રેચ એટલે જુલાબ લે તો અણુાચાર લાગે.

૪૯ વગર કારણે આંખમાં કાજળ, અંજન, સુરમો વગેરે આંજે તો અણાચાર લાગે.

૫૦ દાતણુ કરે વા મસ વગેરેથી રંગે તો અણાચાર લાગે.

૫૧ તેલાદિક કરી શરીરનું મર્દન કરે તો અણુાચાર લાગે.

૫૨ શરીરની શુશ્રૂષા કરે તો અણુાચાર લાગે.

* **નોટ નંબર ૫ અને નંબર ૧૦** બાબતમાં નંબર ૫માં સાધુ રાત્રે આહાર, પાણી આદિ ભોગવે તો અણાચાર લાગે. એમ કહેલ છે. અને નંબર ૧૦માં આહાર, પાણી, ભોજનાદિક રાત્રે વાસી રાખે તો અણાચાર લાગે એમ કહેલ છે માટે ઉપરોકત સૂત્ર પ્રમાણે આહાર, પાણી, દવા વગેરે સાધુને રાત વાસી રાખવાં કે ભોગવવા કલ્પે નહિ. જો સાધુ વાસી રાખે અથવા ભોગવે તો નિશીત સૂત્રના ૧૦મા ઉદેશામાં ચોમાશી દંડ આવે એમ દર્શાવેલ છે વળી દશવૈકાલીક સૂત્રના છઠ્ઠા અધ્યયનમાં સ્પષ્ટ જણાવ્યું છે કે તેવા સાધુને, સાધુ નહિ પણ ગૃહસ્થ માનવા.

આ ઉપરાંત કોઇ શ્રાધવિધિ વગેરે ગ્રંથનો આધાર લઇ પોતાને સગવડ પડતી વસ્તુઓ જેવી ને કસ્તુરી, અફીણ, ત્રિફળા ઝેરી કોપરૂં, કડુકરીઆતું, ભાંગ વગેરેને અણાહારી ગણીને, રાત વાસી રાખે અથવા ભોગવે તો ઉપરોકત શાસ્ત્રની આજ્ઞાનો ભંગ થાય અને તેથી ચારિત્ર નાશ પામે. માટે ખ્યાલ રાખવો. જોઇએ કે કોઇ ગ્રંથકારે પોતાને ફાવતી અથવા મનગમતી વાત લખી જણાવી હોય પણ તે વિતરાગ પ્રભુનાં વચન સૂત્રથી વિરૂદ્ધ હોય તો તે માનવી નહિ.

* **નોટ નંબર ૧૦**—એમ તો રાજાદિક ને ઘેર ગોચરી જવું કલ્પે. શાખ–સૂત્ર અંતગડ, વર્ગ, ૩ અધ્યયન ૮. દેવકીના છએ દીકરા સાધુ હતા તેમણે શ્રીકૃષ્ણને ઘરેથી મોદક લાડુ વહોર્યા હતા.

## ઈતિ બાવન અણાચાર સંપૂર્ણ

ઉપરોક્ત દોષ ટાળીને આહાર પાણી ગ્રહણ કરનાર સાધુ અને એ પ્રમાણે આપનાર ગૃહસ્થ એ બન્નેની

શુદ્ધ ગતિ ભગવાને બતાવી છે. શાખ સૂત્ર દશવૈકાલિક, અધ્યયન ૫, ઉદ્દેશો ૧ ગાથા ૧૦૦, શુદ્ધ ગતિના ઇચ્છક શુદ્ધ સાધુ શુદ્ધ નિર્દોષ આહાર પાણી લે અને સમજુ શ્રાવક તેજ મુજબ આપે અથવા વહેરાવે કારણકે અશુદ્ધ આહારાદિક લેવાવાળા અને આપવાવાળા બન્નેને મહા દુઃખનાં કારણ પ્રભુજીએ બતાવ્યા છે.

પ્રથમ અશુદ્ધ આહાર લેવાવાળાની શું દશા થાય તે સૂત્ર શાખ સાથે નીચે લખીએ છીએ.

**ઉતરાધ્યયન, અધ્યયન ૨૦, ગાથા ૪૭માં** કહ્યું છે કે ઉદ્દેશિક એટલે સાધુનો ઉદ્દેશ રાખી બનાવેલું હોય તે, સાધુ માટે વેચાતી કોઇપણ વસ્તુ આણી હોય તે, નિત્ય પિંડ એટલે રોજ રોજ એક ઘરના આહાર પાણી લેવાં તે, ઇત્યાદિક દોષની અંદર કોઇપણ દોષવાલી વસ્તુ સાધુ ગ્રહણ કરે તો તે સાધુ અગ્નિની માફક સર્વભક્ષી છે. અને તે અહીંઆથી મરી દુર્ગતિમાં જાય છે.

**દશવૈકાલિક, અધ્યયન ૬માં ૧૮ સ્થાનક** સંયમથી ભ્રષ્ટ થવાનાં બતાવ્યાં છે. તેમાંનું ૧૩મું સ્થાનક એ છે કે આહાર ઉપાશ્રય, વસ્ત્ર, પાત્ર એ ચારે સાધુ માટે બનાવેલાં હોય અથવા વેચાતાં આણેલાં હોય તેને જે ગ્રહણ કરે તે સંયમથી ભ્રષ્ટ છે.

**ભગવતી, શતક ૧ ઉદ્દેશો ૯, બોલ ૧૭માં** કહ્યું છે કે આધા કર્મી એટલે સાધુ માટે ભાવ ભેગા

કરી બનાવેલ હોય તે, જો કોઇ શ્રમણ નીગ્રંથ ભોગવે તો આયુષ્ય વર્જીને સાંત-કર્મના બંધન ગાઢાં બાંધવાવાળા છે અને તે અહીંથી મરીને ચતુર્ગતિરૂપ સંસારમાં અનંતકાળ સુધી રખડશે ઇત્યાદિક અનેક દાખલા છે કે જેમાં અશુદ્ધ આહાર, પાણી ભોગવવાવાળા ધણીની દુર્દશા વર્ણવી છે.

હવે શ્રમણ નીગ્રંથને આહાર, પાણી વગેરે ૧૪ પ્રકારનું દાન અશુદ્ધ જાણી જોઇને આપે, તે દાતારની દુર્દશા સૂત્ર શાખથી વર્ણવીએ છીએ.

પ્રથમ તો ૧૪ પ્રકારનાં દાનની અંદરની કોઈપણ વસ્તુ શ્રાવક જાણી જોઇને અસુજતી વહોરાવે અથવા આપે તો તે આપનારનું બારમું વ્રત તૂટે, કારણ કે બારમાં વ્રતમાં શ્રાવકને અસુજતી વસ્તુ સાધુને આપવાનાં પચ્ચખાણ હોય છે. વળી અસુજતા આહારાદિક આપવાવાળા સાધુના વ્રતના લૂંટારા કહેવાય. વળી ત્રીજી દુર્દશા અસુજતા અને અણુએષણિક આહારાદિક વહોરાવવાવાળા અલ્પ આયુષ્ય બાંધે એમ ઠાણુંાગ સૂત્રના ત્રીજા ઠાણામાં કહ્યું છે અને ભગવતી સુત્ર શ. ૫ ઉદ્દેશા ૬ માં અલ્પ ઉત્કૃષ્ટ આયુષ્ય (એટલે અડતાળીશ (૪૮) મિનિટમાં ૬૫૫૩૬ વખત જન્મે અને મરે તે) બાંધે ઇત્યાદિક અનેક દાખલામાં અશુદ્ધ આહાર, પાણી વગેરે ૧૪ પ્રકારનાં દાન આપવાવાળા ધણીની દુર્દશા વર્ણવી છે. તેથી આપવાવાળા દાતારે પોતાને માટે

બનાવેલી વસ્તુમાંથી યથાશકિત સંતોષ કરી ધ્યાનપૂર્વક વહોરાવવું અથવા આપવું તેમજ યાચવાવાળા સાધુએ વહોરતાં દરેક વખતે પૂછી સારી રીતે કરી લેવું. આનું નામ એષણા સમિતિ છે.

**પ્રશ્ન:**—કોઇ ગામમાં શ્રાવકના બે ત્રણજ ઘર હોય ત્યાં દસ વીસ સાધું વિહાર કરતાં કરતા આવ્યા તેવે અવસરે આધાકર્મી આહાર પાણી વહોરવાં અથવા ભોગવવાં કે નહિ?

**ઉત્તર:**—પ્રથમ તો આવવાવાળા સાધુએ પહેલાંથી તપાસ કરી વિચારીને આવવું જોઇએ. ગામમાં કલ્પતી ગોચરીનાં ઘર થોડાં હોય તો બબ્બે ત્રણ ત્રણના સાથ કરી જુદા જુદા દિવસોએ આવવું પણ બધાંએ એકી સાથે આવવું નહિ. ધારો કે કોઇ કારણને લીધે આવવાનું થયું તો તે ગામવાળા ગ્રહસ્થોને પહેલાંથી જણાવી દેવું કે સાધુઓ માટે વધારે કાંઇ પણ બનાવવું નહિ કારણકે અમારે માટે બનાવેલી વસ્તુ વહોરવાના કે ભોગવવાના અમોને પચ્ચખાણ છે છતાં જો તમો બનાવશો તો તમારા ઘરનો માલ ગુમાવીને દુર્ગતિના અધિકારી થશો. આ મુજબના અશુદ્ધ આહાર વહોરાવવાનાં માઠાં ફળ પ્રથમ પ્રરૂપવાં એમ કહેવાથી કોઇ શ્રાવક

સાધુ સારૂ કેઈ પણ વસ્તુ બનાવશે નહિ છતાં કોઇ રાગાંધ થઇ બનાવે અને તેની ખબર સાધુને પડે તો તે ઘરે તેઓએ ગોચરી જવું નહિ. આ પ્રમાણે સાધુએ પોતાનાં વ્રત સાચવવાં. કોંઇ પણ પ્રકારે અમુક બહાનાનું અથવા કારણનું નામ દઇ અશુદ્ધ આહાર પાણી ભોગવવાં નહિ. જેમ કષ્ઠ પડે તો પણ પોતાનું શિયળ સાચવવા દ્રઢ રહે તે સતી કહેવાય તેમ સાધ પણ આવા અવસરમાં અશુદ્ધ આહાર પાણી નહિ વહોરે તો તેમાં સાધુપણું અખંડ જળવાય. આવા અવસરમાં ઉપવાસાદિક કરીને પોતાના વ્રતને સાધુ અખંડ રાખી લે તે જ ખરૂં સાધુ પણું કહેવાય. જો આવા અવસરને વખતે અશુદ્ધ આહાર પાણી સાધુ લે અને પોતે લીધેલાં વ્રત ભાંગે તે તેવા વ્રતના ખંડન કરનાર સાધુ સાધુજ ન કહેવાય પરંતુ તે વ્રતના ભાગલ ભષ્ટાચારી કહેવાય ડાહ્યા હોય તે વિચારી જો જો.

**પ્રશ્ન ૪થો** :—આદાન ભંડમતનીખેવણા સમિતિ એટલે શું ?

**ઉત્તર** :—આદાન ભંડમતનીખેવણા સમિતિ એટલે પુસ્તક, પાનાં, વસ્ત્ર, પાતરાં, વગેરે દિવસમાં તો જોઇ જોઇને યત્નાપૂર્વક લેવાં મૂકવાં

અને રાતે પુંજીને ગ્રહણ કરવાં મુકવાં પણ વગર જોયાં મૂકવાં નહિ. ઉંચેથી પટકવાં નહિ.

## ઇતિઆદાન ભંડમત નીખેવણા સમિતિ

**પ્રશ્ન ૫મો :**—ઉચ્ચાર પાસવણુ સમિતિ શટલે શું?

**ઉત્તર :**—ઉચ્ચાર પાસવણુ સમિતિ એટલે ઠલે માતરે જીવજંતુ, લીલોતરી વગરની જગ્યામાં નિર્વંઘ જવું અને પાછલા પહોરે બે ઘડી દિવસ બાકી રહે ત્યારે રાત્રિમાં પરઠવાને માટે જગ્યા પડીલેહી દિવસમાં એક વખત તડકો આવે એવી જગ્યામાં પરઠવું.

## ઇતિ પાંચમી સમિતિની વ્યાખ્યા

**પ્રશ્ન :**—મન ગુતિપ એટલે શું?

**ઉત્તર :**—મનગુતિપ એટલે સાવઘ, સંસારિક કામમાંથી મન ગોપવીને એટલે રોકીને રાખવું પણ સંસારિક કામમાં મન પ્રવર્તાવવું નહિ તે મન ગુપ્તિ કહેવાય.

**પ્રશ્ન:**—વચન ગુપ્તિ એટલે શું?

**ઉત્તર:**—વચન ગુપ્તિ એટલે સાધઘ વચન ગોપવીને એટલે રોકીને રાખવું પણ સાવઘ પાપકારી વચન સાધુ બોલે નહિ તે વચન ગુપ્તિ કહેવાય.

**પ્રશ્ન:**—કાય ગુપ્તિ એટલે શું?

ઉત્તરઃ—કાયગુપ્તિ એટલે સાવદ્ય પાપવાળા કાર્યથી કાયા ગોપવી એટલે રોકીને રાખવી પણ પાપવાળું કોઇ પણ કાર્ય કાયાથી કરવું નહિ. તે કાયાગુપ્તિ કહેવાય.

## ઇતિ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ વ્યાખ્યા સંપૂર્ણ

ઉપરોકત પાંચ મહાવ્રત, પાંચ સમિતિ; અને ત્રણ ગુપ્તિ એ તેર બોલ ખરી રીતે સંપૂર્ણપણે પાળે તેજ સાધુ અને તેજ સ્વપરના કલ્યાણ કરનારા નીગ્રંથ ગુરૂ કહેવાય. આ વ્યાખ્યા ગુરૂતત્વ સમજવા સારૂ આત્માર્થી પુરૂષને ઘણી મદદગાર અને સંતોષજનક છે એ નિર્વિં-વાદપણે કહી શકાય કારણ કે ઉપલી બધી બાબતો શાસ્ત્રના ફરમાન મુજબ હોવાથી કોઇ વાંધો કાઢી શકે જ નહી પણ આજે માનવ જાતિનો સ્વભાવ કુદ-રતી શંકાશિળ હોવાથી કેટલાએકને એવી શંકા થઇ આવે કે આજનો જમાનો અને હાલનો દેશકાળ જોતાં આવા કઠીણ મહાવ્રત કોઇથી પળાય નહિ કારણ કે જમાનો બદલાઇ ગયો છે અને શરીર સંઘયણ પણ ચોથા આરાના સાધુઓ જેવાં રહ્યાં નથી.

દિવસે દિવસે બળ પરાક્રમની સ્થિતિ નબળી હોવાથી ચારિત્ર પણ તેવાજ પ્રમાણમાં પાંળી શકાય એવું સામાન્ય રીતે ઘણા માણસોનું ધારવું છે પણ જો શાસ્ત્રદષ્ટિથી વિચાર કરવામાં આવે તો ઉપરોકત શંકા કરવાનું કાંઇજ કારણ રહેતું નથી. કારણ કે ભગવતી સૂત્રના

૨૦ મા શતકમાં પ્રભુએ ફરમાવ્યું છે કે એકવીશ હજાર વરસ સુધી માહરૂં તીર્થ ચાલશે. વળી ઉતરાધ્યયન સૂત્રના ૧૦માં અધ્યયનમાં કહ્યું છે તેનો ભાવાર્થ એ છે કે હે ગૌતમ! પાંચમા આરાના આત્માર્થી ભવ્ય જીવો હશે તે એમ કહેશે તે આ જીન મારગ ઘણા તીર્થંકર દેવેનો પ્રરૂપેલ છે માટે આપણે આ રસ્તે ચઢી અપ્રમાદપણે વિચરો એમ નકકી કરી ઘણા જીવો શુદ્ધ આચાર પાળી આત્મ કલ્યાણ કરશે. હવે આ ઉપર આપેલા દાખલા ઉપરથી ખુલ્લી રીતે સિદ્ધ થાય છે કે પાંચમા આરાના છેડા સુધી આત્માર્થી જીવો થશે અને શુદ્ધ સાધુપણું પાળશે. તો પછી એમ કેમ કહેવાય કે જમાનાને લીધે સંપૂર્ણ રીતનું સાધુપણું ન જ પળે. વાંચક! જમાનો તો અનાદિકાળથી બદલાતો રહે છે પણ તેને લીધે સાધુપણું પાળવામાં પ્રભુએ કાંઈ છુટ જુદી આપી નથી એટલે કે કાળઆશ્રી મર્યાદા બાંધેલ નથી. વિચારીને જોવામાં આવે તો શાસ્રકારે ઉલટી સખ્ત મર્યાદા બાંધી છે. જેમકે ચોથા આરામાં ૨૨ (બાવીસ) તીર્થંકરના સાધુઓને ૪ (ચાર) મહાવ્રત પાળવાનાં હતાં (સ્ત્રી ત્યાગ અને પરિગ્રહના ત્યાગને એકજ મહાવ્રતમાં ગણવામાં આવેલ) તેને બદલે મહાવીર પ્રભુએ પાંચ મહાવ્રત પાળવાનું ફરમાન કર્યું વળી બાવીશ તીર્થંકરના સાધુને પંચવર્ણાં વસ્ત્ર ખપતાં હતાં તેને બદલે વીર પ્રભુએ એક શ્વેતવર્ણનાંજ વસ્ત્ર વાપરવાની સાધુને

આજ્ઞા આપી ઇત્યાદિક અનેક મર્યાદા ચોથા આરાના સાધુની અપેક્ષાએ પાંચમા આરાના સાધુઓને માટે વિશેષ કડકાઈથી બાંધવામાં આવી છે કારણ કે ત્રિકાળ જ્ઞાની પ્રભુ પોતે જાણતા હતા કે પાંચમા આરાના સાધુઓમાં વક્રજડતા વિશેષ રહેશે અને તેથી સખ્ત મર્યાદાની જરૂર છે. વળી જો આવી સખ્તાઇ કરવામાં આવશે નહિ તો તર્કમાંથી તર્ક કાઢશે. માટે પાંચમા આરાના શેષ કાળ સુધી શુદ્ધ સાધુપણું પાળી શકાય એવા ઇરાદાથી આચારંગ, દશવૈકાલિક વિગેરે સૂત્રમાં પૂર્વે વર્ણવ્યા તે તેર બોલ બતાવ્યા છે, કે જેથી આત્માર્થી સાધુ પૂર્વે બતાવ્યા તે તેર બોલ પાળવામાં જમાનાનો આશ્રય લઇ, જરાએ વાંધો લઈ શકે નહિ અને ખરૂં જોતાં આત્માર્થી લે પણ નહિ. તેમ છતાં જો કોઇ પુદ્‌ગળા નંદી બનીને દેશકાળ અથવા જમાના ઉપર વાત મૂકીને ચારિત્ર પાળવામાં છૂટ લે અને શિથિલાચારપણું ધારણ કરે તે શાસ્ત્ર દ્રષ્ટિએ સાધુએ કહેવાય જ નહિ, પણ આજ્ઞાના ઉત્થાપક કહેવાય, અને તેથી તેવા માટે શાસ્ત્રકારે પહેલેથીજ સૂચના આપી છે કે શુદ્ધ સાધુપણું નહિ પાળવાવાળાઓ દેશ કાળનું નામ લઇ આવું આવું કહેશે તે બાબત આચારંગ સૂત્રના અધ્યયન ૬ ઉદ્દેશ ૪માં દર્શાવેલ છે તેનો ભાવાર્થ એ છે કે "પાંચમા આરામાં ઢીલા ભાગલ સાધુ હશે તે એમ બોલશે કે પાંચમા આરમાં પૂરેપૂરૂં સાધુપણું પાળી શકાશે નહિ" અહીં શાસ્ત્રકારે સ્પષ્ટ જણાવે છે કે

ઢીલા ભાગલ હશે તે સાધુપણું સંપૂર્ણ રીતનું પાળશે નહીં અને એમ કહેશે તે સિવાય બીજા કોઇ કહેશે નહિ, કારણ કે પાંચમો આરો છે તે કાંઇ સાધુપણું પાળતો નથી. સંયમ પાળવાવાળો તો પોતાનો આત્મા છે. સાધુના શુદ્ધ ચારિત્ર પાળવાનાં પરિણામ અથવા ભાવ હોય તો આરો કાંઇ આડો આવે નહિ, પણ જેના આત્મામાં ચારિત્ર પાળવાના ભાવ જ ન હોય તેને તો આજના જમાનાનું નામ લઇ છુટા થવું અને શિથિલાચારી બનવુંએ એક બહુજ સહેલી વાત છે તેને માટે આ મદદકારી બહાનું છે. અને આ મુજબ પ્રરૂપવાથી હાલની કેટલીક ભોળી પ્રજા બિચારી માની પણ લે છે કે સાધુ મહારાજ ચારિત્ર પાળવામાં ઢીલા ચાલે છે તે કાંઇ સાધુ મહારાજનો દોષ નથી પણ આ જમાનોજ એવો છે. પરંતુ આ બાબતમાં ન્યાયપૂર્વક ડહાપણથી વિચારવામાં આવે તો નહિ. પાળવાવાલા માટે જમાનો બિચારો શું કરે? શુદ્ધ ચારિત્ર નહિ પાળવાવાળાઓએ તો તીર્થંકરોની હયાતીમાં પણ શિથિલપણું ચલાવ્યું છે તેના દાખલા નીચે મુજબ છે.

(૧) શ્રી આદિનાથ ભગવાનના કેટલાએક સાધુઓ શરૂઆતમાં આહાર પાણી ન મલવાથી શિથિલાચારી બની ધર્મ પતીત થયા હતા.

(૨) શ્રી પાર્શ્વનાથ ભગવાનની (૨૦૬) સાધ્વી (આર્યા) સાધુપણામાં હાથ પગ વસ્ત્રાદિ ધોવાનો અનેક દોષ

લગાવી ચારિત્ર વિરાધક થઈ હતી. શાખ-સૂત્ર જ્ઞાતાસુતસ્કંધ ૨.

(૩) વળી ગર્ગાચાર્યના શિષ્ય ગલીહાર ગધા જેમ અવનીત થયા. શાખ-ઉત્તરાધ્યન, અધ્યન ૨૭.

(૪) અરિષ્ટ નેમનાથ ભગવાનના વખતમાં શેલકરાજ-રૂષિ શિથિલાચારી થયા. જ્ઞાતા સૂત્ર અધ્યન ૫.

(૫) ભગવાન મહાવીર સ્વામીની હયાતીમાં જમાલી ગોશાળો વગેરેએ શિથિલાચારી બની અનેક શાસ્ત્ર વિરૂદ્ધ પ્રરૂપણા કરી હતી. શાખ-સૂત્ર ભગવતી શ. ૧૫ ઈત્યાદિક ચોથા આરાના ઘણા દાખલા છે.

આ બાબતમાં વિચાર કરવાથી જણાઈ આવે છે કે **પાંચમા આરાનો દોષ કાંઇ નથી, દોષ તો નહિ પાળવા વાળાનો** છે. જો પાંચમા આરાનોજ દોષ હોય તો એવી માન્યતાવાળાના હિસાબે ચોથા આરામાં પૂર્વે કહ્યા તેવા શિથિલાચારી નહિ હોવા જોઈએ. તે વખતે બધા શુદ્ધ સાધુ હોવા જોઈએ અને જો એમજ હોત તો કહી શકાત કે અગાઉ જ્યારે શુદ્ધ સાધુપણું પળાતું હતું ત્યારે બધા શુદ્ધ સાધુ હતા પણ આજે શુદ્ધ સાધુપણું પળાય નહિ એટલે બધા શિથિલાચારી થયા અને થાય છે, પણ ખરી વાત તો એ છે કે ચોથા આરામાં શુદ્ધ ચારિત્ર નહિ જ પાળ્યું તેમ હાલના પાંચમા આરામાં પણ કેટલાએક નહિ પાળવાવાળા નથી જ પાળતા અને પાળવાવાળા છે તે તો તે વખ-

ત્તના સાધુઓ જેમ શુદ્ધ ચારિત્ર પાળતા હતા તેમ અત્યારે પણ સારી રીતે પાળે છેજ.

પૂર્વે વર્ણવ્યા તે તેર બોલ સંપૂર્ણપણે પાળવાવાળા વર્તમાનમાં સાધુઓ શોધવાથી નજરે આવે તેમ છે અને તેઓને જોવાથી અગર મળવાથી નિશ્ચય થાય છે કે આજના જમાનામાં પણ શાસ્ત્રોક્ત પ્રમાણે પાળવાવાળા સાધુઓ છેજ. જેમ શાસ્ત્રમાં ફરમાવેલ છે કે એક સાધુને મુખ્ય કરી એટલે એકને ગુરૂ માની સાધુએ વિચરવું તેજ પ્રમાણે તેરાપંથી સમાજમાં વર્તમાનમાં આશરે ૫૩૪ સાધુ સાધ્વી છે તે બધા પૂજ્ય મહારાજાધિરાજ શ્રી તુલસી રામજી સ્વામીને ગુરૂ માનીને વિચરે છે તેમની આજ્ઞા સિવાય કોઇ પણ સાધુ સાધ્વી કોઈ પણ ઠેકાણે ચોમાસું કરી શકે નહિ. શેષકાળ રહી શકે નહિ, દીક્ષા આપી શકે નહિ, ચેલા ચેલી પોતપોતાને નામે કરવાના બધા સાધુ સાધ્વીઓને પચ્ચખાણ હોય છે, સાધુને સારૂ સ્થાનક, ઊપાશ્રય કાયમના સ્થાપિત રાખ્યા હોય અથવા વેચાતા લીધા હોય અથવા બંધાવ્યા હોય તેમાં આ સાધુને ઊતરવાના પચ્ચખાણ હોય છે. પુસ્તક, પાનાંના ભંડારો કરી કે રાખી શકાય નહિ. જે હોય તે પોત પોતાની પાસેજ સાથે રાખવાં અને તે પણ વર્તમાન આચાર્યની નિશ્રાયે. પોતપોતાની માલિકી કરીને રાખવાના પચ્ચખાણ હોય છે. ચોમાસું ઊતર્યાં પછી દરેક સાધુ સાધ્વી જે દિસામાં આચાર્ય ગુરૂ

મહારાજ વિચરતા હોય તે તરફનો વિહાર કરીને તેમની હાજરીમાં હાજર થાય છે, આચાર્યનાં દર્શન કર્યા વગર તેઓના હુકમ સિવાય અન્ય ક્ષેત્રમાં કોઈ સાધુ સાધ્વી વિચરતાં નથી આચાર્યના દર્શન કરી, જે જે ગામોમાં જે જે સાધુ સાધ્વી વિચર્યાં હોય તેનું લીસ્ટ આચાર્યને બતાવવામાં આવે છે. આવા લીસ્ટમાં સાધુને વિગતવાર બધી હકીકત લખવી પડે છે કે અમુક ગામમાં આટલા દિવસ રહ્યા, અમુક ગામમાં અમુક ધણીનાં આટલાં કપડાં જાચ્યાં, અમુક ગામમાં શરીર સબંધી કારણને લીધે સાંજથી વખતે આટલા દિવસ ગરમ આહારની ગોચરી કરી તેની પાચ વિગય આટલા દિવસ ટાલી સાધુ સાધ્વીને એક ગામમાં આચાર્યના હુકમ સિવાય શેષકાળ વા ચોમાસામાં ભેગા રહેવું નહિ, ઇત્યાદિક અનેક મર્યાદા તેરાપંથ પ્રચારક ભીક્ષુગણીએ બાંધેલ છે અને તેને લીધે શાસ્ત્રોકત પ્રમાણે પાંચ મહાવ્રત, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ તેર બોલ સંપૂર્ણપણે પાળવામાં આજના જમાનામાં પણ જરાયે વાંધો આવતો નથી, જે મુજબ મહાવીર સ્વામી ચારિત્ર પાળવાનું સાધુઓને ફરમાવી ગયા છે તે મુજબનું ચારિત્ર સારીરીતે પળાય છે અને તેથી પાંચમા આરામાં શાસ્ત્રોકત પ્રમાણે શુદ્ધ સંયમ નાહ જ પળાય એવી શંકા લાવવાનો સવાલ ઊભો રહેતો નથી. એક ગુરૂની આજ્ઞામાં ચાલવાવાળા અને શાસ્ત્રોના ફરમાન મુજબ પાળવાવાળા સાધુ આંજે પણ પ્રત્યક્ષપણે નજરે

જોવામાં આવે છે. ડાહ્યા હોય તે ખાત્રી કરી જોશે.

પ્રશ્ન:—કેટલાક કહે કે કે ઉપરોકત તેર બોલ પાળે છે કે નહિ તેની ખાત્રી કરીને શું કરવું છે? જેણે ઘરબાર, બાયડી, છોકરાં, માતા પિતા બધાને છોડયાં તેઓ તો આપણા કરતાં સારાજ છે, પછી ચારિત્ર પાળે યા નહિ તેનું તે જાણે.

ઉતર:—ગુરૂતત્વની ખાત્રી કર્યા વગર અને તેને સમજયા વગર કોઇનો છૂટકો જ નથી કારણ કે સુગુરૂ વગર જ્ઞાન મળતું નથી. ગુરૂ જો શુદ્ધ ચારિત્રવાન દરેક રીતે હોય તો તેઓ દેવનું સ્વરૂપ શુદ્ધ સમજાવે. કે વિતરાગ પ્રભુ રાગ દ્વેષને જીતવાવાળા, ને કલ્યાણકારી દેવ છે. પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, અને ત્રણ ગુપ્તિ ખરીરીતે પાળે તેજ કલ્યાણકારીનિગ્રંથ ગુરૂ છે. કેવળી પ્રરૂપીત અહિંસામય કલ્યાણકરી તે ધર્મ છે. શાસ્ત્રોકત ફરમાન મુજબ પાળવાવાળા ગુરૂ જે હોય તેજ ઉપર બતાવ્યા પ્રમાણે દેવ, ગુરૂ અને ધર્મ એ ત્રણે તત્વનું સ્વરૂપ શુદ્ધ રીતે સમજાવે અને તેથી જ માણસો પોતાનું આત્મકલ્યાણ સારી રોતે કરી શકે અને

તેટલા માટે આત્માર્થી પુરૂષોએ, ગુરૂ તત્ત્વ સમજવાની અને તે વિષે ખાત્રી કરવાની ખાસ જરૂર છે. ખાલી વેષ પહેરવાથી સાધુ અને ગુરૂ થઇ જવાય નહિ. વેષ તો પૂર્વે દરેક જીવે અનંતીવાર પહેર્યો છે. પણ શાસ્ત્રોક્ત ફરમાન પ્રમાણે શુદ્ધ ચારિત્ર પાળ્યું નહિ તેથી કલ્યાણ થયું નથી માટે સમજુ માણસે વિચારવું જોઇએ કે જિન મારગમાં ગુણી ગુરૂ તે ગુરૂ છે અને તેની પૂજા છે. ગુણ વગરનો વેષ પહેરનાર તે ગુરૂ નથી તે તો સંસારી કરતાં ખોટા ગણાય કારણ કે લીધેલા મહાવ્રતની મર્યાદા તોડે તે સારા હોય શકે જ નહિ. તે તો ગૃહસ્થી કરતાં ઊતરતા જ ગણાય.

દાખલા તરીકે બે ગ્રહસ્થી છે તેમાં એકે તો સામાયિક કરવાનાં પચ્ચખાણ લઇ સામાયિક લીધું છે અને બીજો પચ્ચખાણ વગરનો ખુલ્લો છે. હવે જે ખુલ્લો છે, તે ગ્રહસ્થ સંસારના અનેક આરંભ સમારંભનાં કાર્ય કરે છે તેનું પાપ ફકત તેને લાગે છે, પણ સામાયિકનાં પચ્ચખાણ ન હોવાથી, પચ્ચખાણ ભાંગવાનું પાપ તેને લાગતું નથી, અને જેને સામાયિકનાં પચ્ચખાણ લીધાં છે તે, આરંભ સમારંભવાળું કાર્ય કરે તો બેવડો ગુન્હેગાર ગણાય. આ દાખલો ધ્યાનમાં રાખી ઉપરોકત ગુરૂતત્ત્વ પર વિચાર કરવો

કે બે ઘડીની સામાયિક ભાંગવાવાળો, ખુલ્લા ગૃહસ્થ કરતાં ઘણો જ નરસો ગણાય. તો પછી સાધુને તો જીંદગીની સામાયિકનાં પચ્ચખાણ હોય છે, તે પચ્ચખાણને ભાંગવાવાળા તો ગૃહસ્થ કરતાં સારા શી રીતે હોઇ શકે! ન જ થઇ શકે સારાને બદલે સાધારણ રીતે ઠગારા તો કહી શકાય અને એવાને જો સારા માની ધર્મ ગુરૂ સમજે તેને ભગવાને મિથ્યાત્વી કહ્યા છે. શાખ,–સૂત્ર, ઠાણાંગ ઠાણાં ૧૦માં એમ જણાવેલ છે કે અસાધુને સાધુ સરધે તો મિથ્યાત્વ લાગે માટે ફકત વેષ જોઇને સારા ગુરૂ તરીકે માનવા નહિ. વિતરાગનાં ફરમાન મુજબનું સાધુપણું પાળે છે કે નહિ તે બાબતની પ્રથમ તપાસ કરવી, નહિ પાળે તેની કરણી તે જાણે એમ કહીને વેષધારીને ગુરૂ માનવા નહિ.

જેમ સંસારમાં કુંભારને ત્યાંથી તાવડી ખરીદ કરવી હોય ત્યારે તેને ઘણું કરીને બે ત્રણ વખત ટકોરાથી વગાડી લેવામાં આવે છે પણ કુટેલી જાણી જોઇને કોઇ લે નહિ, તે મુજબ ડાહ્યા અને સમજુ માણસોએ ધર્મગુરૂની બાબતમાં પણ પરીક્ષા કરવી, કે આ સાધુની શ્રધા, આચાર, શાસ્ત્રોકત પ્રમાણે અખંડ છે કે કેમ! જો અખંડ રીતે પાળવાવાળા હોય તો તે ગુરૂ છે, પણ જો તે ચારિત્ર અખંડ પાળવાવાળા ન હોય અને માત્ર કુટેલી તાવડી જેવ.

હોય તો સમજુ માણસે તેવાઓને ગુરૂ તરીકે માનવા, પૂજવા કે વાંદવા જોઇએ નહિ.

પ્રશ્નઃ—પહેલાંના ધારેલી ગુરૂ મુકાય કેમ? ભલેને તે શાસ્ત્રેકત પ્રમાણે સંયમ ન પાળતા હોય અને બીજા સાધુ પાળતા હોય તો પણ ગુરૂ તો તેજ મનાય કે જે અસલથી એટલે બાપદાદાથી ચાલતા આવ્યા હોય-

ઉત્તરઃ—શાસ્ત્રોકત પ્રમાણે નહિ ચાલે અને શિથિલાચારી હોય તો, તેવાઓને છોડી દેવામાં જરાયે વાંધો નથી. આગળના આત્માર્થી પુરૂષોએ શ્રદ્ધા આચારમાં ખોટા જાણ્યા તેવા ગુરૂઓને છોડયા છે. તેના દાખલા શાસ્ત્ર પ્રમાણ સહિત નીચે મુજબ છે. શકડાળ પુત્રનો ગુરૂ ગોશાલો હતો. તે ખોટો લાગ્યો એટલે તેને છોડી શ્રમણ ભગવંતશ્રી મહાવીર પ્રભુને ગુરૂ તરીકે તેણે સ્વીકાર્યો છે. શાખ સૂત્ર ઉપાસગદશાંગ, અધ્યયન ૭. સુખદેવ સન્યાસી પોતે ૧૦૦૦ એક હજાર ચેલાના ગુરૂ હતા, તેમણે પણ સ્થાવરચા પુત્ર સાધુ સાથે ચરચા કરી, અને તેઓને ધર્મ ગુરૂ તરીકે સ્વીકાર્યા અને તેમની પાસે દીક્ષા પણ લીધી. શાખ-સૂત્ર જ્ઞાતા, અધ્યયન ૫ ઈત્યાદિક શાસ્ત્રોમાં અનેક દાખલા છે તે ધ્યાનમાં લઇ વિચારવામાં આવે તો સમજુ

માણુસ મહાવ્રત નહિ પાળનાર સાધુઓને ગુરૂ તરીકે ન જ માને તેમ છતાં તેઓને જો કોઇ એકાંત પક્ષ તાણી ગુરૂ તરીકે માનવા મૂકે નહિ તો તે વ્યકિતને શાસ્ત્ર હિસાબે અભિગ્રહિક મિથ્યાત્વ લાગે (અભિગ્રહિક મિથ્યાત્વ એટલે ખોટા જાણે તો પણ લીધેલી ટેક મૂકે નહિ.) આત્માર્થી હોય તે વિચારી જોશો. વળી શસ્ત્રોકત પ્રમાણે નહિ પાળવા-વાળા સાધુને માત્ર બાપદાદાએ ગુરૂ તરીકે માન્ય કરેલ હોવાથી દીકરાએ તેને જ માનવા જોઇએ તેવા મંતવ્યને લઈ બીજા સુ સાધુને ગુરૂ તરીકે નહી ધારવા અને ગુરૂ તત્ત્વ નહિ સમજવું એવી વાત પણ ધર્મ મારગમાં અઘટિત છે. કારણ કે કોઈના બાપદાદાએ ગો-શાળા જેવા પાંખડીને ગુરૂ માન્યા હોય અને તેનાં કરતાં દીકરાને મહાવીરપ્રભુ સારા લાગે તો ગુરૂ તરીકે તેને નહિ માનવા એમ બને નહિ. દીકરો પોતાના કલ્યાણ સારૂ ખુશીથી માની શકે છે. અને તેમાં જરાયે વાંધો નથી, સબબ દેવ, ગુરૂ, ધર્મ એ ત્રણે તત્ત્વ સૌને માટે સ્વતંત્ર છે.

પોતપોતાની આત્મા સાક્ષી ભરે અને જે સારૂં લાગે તે સ્વીકારી શકે છે. સ્વઆત્મ-

કલ્યાણ કર્તા તત્ત્વોનો હક, બાપદાદા કે બીજા કોઇની પાછળ હોઇ શકે નહિ. જેમ કહ્યું છે કે "કરણી આપો આપની કોણ બેટા કોણ બાપ" માટે ધર્મોપદેશ લેવા સારૂ શાસ્ત્રોના ફરમાન મુજબ પાળવાવાળા નિગ્રંથ સાધુને ધર્મ ગુરૂ માનવામાં વડીલ અથવા ન્યાત જાત કોઇની અડચણ, કે અટકાયત આત્મ હિતૈષી પુરૂષોને કબૂલ હોય નહિ જ કારણ કે પેલાની અટકાયત કબુલ કરી, શરમ, વા અંતરાય, રાખવામાં આવે, તો પોતાના આત્માનું, ભવો ભવનું હિત બગડે. વિવેક લોચને વિચારી જો જો.

**પ્રશ્નઃ**—ઉપરોકત નિગ્રંથ ગુરૂની વ્યાખ્યા લખવાનો અને બહાર પાડવાનું ધ્યેય અથવા હેતુ શું હશે !

**ઉત્તરઃ**—આ વ્યાખ્યા લખવાનો અને બહાર પાડવાનું ધ્યેય ફક્ત એજ છે કે ભવિ પુરૂષો નિગ્રંથ ગુરૂનાં લક્ષણો સારી રીતે સમજી શકે, તે સિવાય કોઇની નિંદા કે કોઇને હલકા પાડવાનું ધ્યેય નથી તે વાંચક પુરૂષોને આ આ આખો લેખ ધ્યાનપૂર્વક વાંચવાથી આપો આપ જણાઇ આવશે.

ઇતિ શુભમ્.

## શ્રી ૧।

## પારણાની ઢાલ,

### ( દોહરો )

કરણ જોગને ઓલખ્યા, લાગે જીન મત છાપ;
તારે ત્યાગ ભોગ બેઉ જુદા, સમજે આપોઆપ, ॥૧॥
પ્રથમ કરણ પોતે કરે, કરાવ્યા બીજો જાણ;
અનુમોધાં ત્રીજો કરણ, સમજો ચતુર સુજાણ. ॥૨॥
પ્રથમ મન બીજે વચન, ત્રીજો કાયા જોગ;
સારા નરસા છે ત્રણે. સમજો દૈ ઉપયોગ, ॥૩॥
ત્યાગ મારગને ઉપરે, જો લગે કરણને જોગ;
તો ધર્મ પુન્ય બેઉ હુવે, કટે કર્મનો રોગ. ॥૪॥
ભોગ મારગને ઉપરે, જો કરણ જોગ જુટ જાય;
તો ભોગ વધે ઇંદ્રિયાં તણો, ધર્મ પૂણ્ય નહિ થાય. ॥૫॥
આ કરણ જોગ ચાવી થકી, બધા તાળાં ખુલ જાય;
સમજે ચાવાં જે ચતુર, મિથ્યા મતિ ગુંચવાય. ॥૬॥

॥ ઢાલ ॥

આ અનુકંપા જીન આજ્ઞામેં "એદેશી"

ચોવીસ લાખ લીલોતરીની જાતિ,
તેને ત્યાગ્યા વગર લાગે પાપ પીછાણો;
સમજુ શ્રાવક પાપ શું શંકે જબ,
યથાશકિત બાંધે પ્રમાણો,
આ ત્યાગ વધારો છે મોક્ષનો
મારગ. આંકડી. ॥૧॥

દાખલા તરીકે ધારો એક શ્રાવક,
પચાસ સિવાય કર્યાં પચ્ચખાણો,
તે પહેલે કરણે થયો ત્યાગ વધારો,
ત્યાગથી નિજ આત્મ કલ્યાણો.
એ ત્યાગ વધારો, ॥૨॥

મર્યાદા બાંધી તમે પિણ મુકો,
બીજાને ઉપદેશ આપ્યો પ્રસિદ્ધો;
જણ પચાસ ઉપરાંત બીજે પણ છોડી,
એ ત્યાગનો લાભ બીજે કરણ લીધો.
એ ત્યાગ વધારો. ॥૩॥

ત્રીજો માણસ કરે છે અનુમોદના,
ધન્ય ધન્ય ત્યાગ કર્યા તમે ભાઈ;
એમ ત્યાગીના ત્યાગ વખાણો,
તે પિણ ત્રીજે કરણ લીધો લાભ ઉઠાઈ.
એ ત્યાગ વધારો. ॥૪॥

હવે પચાસ લીલોતરી રાખી હતી.
તે પાસે મુકી પોતે ખાવા બેઠો;
એ પ્રથમ કરણ થયો ભોગ વધારો,
પણ શ્રાવક સમજે મારો જીવ ધેઠો.
એ ભોગ વધારો છે સંસાર
મારગ આંકડી. ॥૫॥

બીજો આવ્યો તેને દસ ખવરાવી,
એ બીજે કરણે થયો ભોગ વધારો;

આપવા વાલાને જે અનુમોદે,
તે ત્રીજે કરણે ભોગનો ભાગીદારો.
ઓ ભોગ વધારો. ॥૬॥

વળી બીજો દાખલો ત્યાગ ભોગનો,
એક ગ્રહસ્થને આવ્યો વૈરાગ સારો;
તે ચોમાસે રાત્રિ ભોજન ત્યાગ્યો,
એ પહેલે કરણે થયો ત્યાગ વધારો.
ઓ ત્યાગ વધારો છે મોક્ષનો મારગ. ॥૭॥

ઉપદેશ આપી બીજાને છોડાવ્યો,
તે બીજે કરણે થયો લાભ પ્રસિધ્ધો;
તિણ ત્યાગી વૈરાગીને જે અનુમોદે,
તે ત્રીજે કરણે લાભ સેહજેહી લીધો.
ઓ ત્યાગ વધારો. ॥૮॥

હવે દિવસે જમવો રાખ્યો છે તેને,
ભોગ મારગ પહેલે કરણે કહી જે;
શરીર સારૂ આરંભ કરવો પડે છે,
પણ ધર્મ તો ત્યાગ છે તેહમાં ગણી જે.
ઓ ભોગ વધારો છે સંસાર મારગ. ॥૯॥

કેટલાએક બાલ અજ્ઞાની એમ બોલે,
ખાવો પીવો એમાં શેનો છે દોષ;
તે ત્યાગ ભોગ સું છે ઓલખ્યો નાહિ,
ખાઈ ખાઇ પશુ જેમ દેહિને પોષે.
ઓ ભોગ વધારો. ॥૧૦॥

પોતે જમ્યો તે પહેલો કરણુ છે,
તો જમાડયો તે કરણુ ભોગનો બીજો;
જમવો જમાડવો સંસાર મારગ,
પણ ત્યાગને ભોગની ઓલખ કીજો.
ઓ ભોગ વધારો છે સંસાર મારગ. ॥૧૧॥

કોઇ જમાડણુવાલાને ખૂબ વખાણ્યો,
આને કેવો મજાનો માલ જમાડ્યો;
તે ત્રીજે કરણે થયો ભોગમેં દાખિલ,
ફોગટમાંહી પાપ ઉપાયો.
ઓ ભોગ વધારો છે સંસાર મારગ. ॥૧૨॥

કોઇ આખા દહાડામાં એકજ ટાણે,
જમવો રાખ્યો બાકી કીયાપચ્ચખાણુ;
રાખ્યો તે ભોગનો પહેલો કરણુ છે,
ત્યાગનો નામ એકાસણો જાણુ.
ઓ ત્યાગ. ॥૧૩॥

એમજ બીજાને ઉપદેશ આપીને,
એક ટાણા સિવાયનો ભોગ છોડાયો;
તે બીજે કરણે દલાલ કહિ જે,
ત્યાગ વધારાનો લાભ ઉઠાયો.
ઓ ત્યાગ મારણ. ॥૧૪॥

ત્રીજે કરણે અનુમોદનવાળો,
એ ત્રણે જણે શિવપંથ આરાધ્યો,
એક ટાણે જે જમ્યા જમાડ્યા,

તે ભોગ મારગ સંસારના સાધ્યો.
એ ભોગ વધારો છે સંસાર મારગ. ॥૧૫॥
વળી ઉપવાસ પારણો ત્યાગ ભોગનો,
ન્યાય સાંભલને નિર્ણય કીજયો;
લીલોતરી રાત્રિ ભોજન જેમ જ,
કરણુ જોગછી ઓલખ લીજયો. એ ભોગ ॥૧૬॥
પોતે ઉપવાસ કર્યો એક શ્રાવક,
તે પહેલે કરણે થયો ત્યાગ વધારો;
ચ્યારૂં આહારના ત્યાગ કર્યા,
જબ રોક દીધા નિજ આશ્રવદ્વારો.
એ ત્યાગ વધારો છે મોક્ષનો મારગ ॥૧૭॥
ઉપદેશ આપી બીજા પુરૂષને,
તેને કર્મકાટણ ઉપવાસ કરાવ્યો;
તે ત્યાગ વધારી કરી આતમ શાતા,
એ બીજે કારણે લાભ કમાવ્યો.
એ ત્યાગ વધારો. ॥૧૮॥
જે તપસ્યાવાલાને ખૂબ વખાણ્યો,
ધન્ય ધન્ય સફળ કર્યો અવતારો;
તે અનુમોદવારૂપ ત્રીજે કરણે,
ત્યાગ પ્રશંસાનો લાભ અપારો.
એ ત્યાગ વધારો. ॥૧૯॥
હવે ઉપાસવાળો પારણા સારૂ,
બીજે દિવસ કર્યા આરંભ કુટો,
પછી પચ્ચખાણુ પાળી ખાવા બેઠો,

જબ થયો ભોગમેં હાસિલ ત્યાગથી છૂટો

એ ભોગ વધારો. ॥૨૦॥

પોતાનો પારણો પહેલે કરણે,
તો બીજાનો બીજે કરણે જાણો;
એ ભોગ વધારો પાધરો દિસે,
ભોગ મેં ધર્મ કહેતે અજાણો.

એ ભોગ વધારો. ॥૨૧॥

પારણો કરે કરાવે તેહને કોઇ,
અનુમોદે કહે સારો કીધો;
તે ત્રીજે કરણે ભોગ વખાણ્યો,
એ કરણ જોગનો છે લેખો સીધો.

એ ભોગ વધારો ॥૨૨॥

પોત પોતાને ઘેર તેડી લે જાવે,
જમે જમાડે સંસાર વ્યવહારો,
પિણ તિણમાંહે ધર્મ ન સમજે,
શ્રાવક સમજે બીજો આશ્રવદ્વારો.

એ ભોગ વધારો.

એમ ત્યાગ ભોગનો ખુલાસો સાંભળ,
કેઇ મોહ કર્મ વસ ઊલટી તાણ;
અસાધ કહે પારણો નહિ કરાવણ,
એહવા આરોપ મૂકે જાણ જાણ.

એ ભોગ વધારો. ॥૨૪॥

પણ ભોળાભાઇ એમ ન સમજે,

ના પાડયાં લાગે અંતરાય કર્મો;
દેખ ભિખારી કાઢેરેજ નહિ,
તો ના કહ્યા કયાં રહ્યો સાધુ ધર્મો.
એ ભોગ વધારો ॥૨૫॥

સાધુ તો ઉપદેશ આપી જીવોને,
ત્યાગ ને ભોગનો કારણ સમજાવે;
ભોગ વધારામાં મોહ વશ પ્રાણી,
ધર્મ સમજે તે કુબુદ્ધિ છોડવે.
એ ભોગ વધારો. ॥૨૬॥

ઉદ્દેશ આપી ઉપવાસ કરાવ્યો,
તે બીજે કરણે થઇ ત્યાગ દલાલી;
તિણ ત્યાગ દલાલી મેં ધર્મ કહ્યો પ્રભુ,
પણ ભોગની વાત સૂત્રમેં ન ચાલી.
એ ભોગ વધારો ॥૨૭॥

કુગુરૂ ત્યાગને ભોગ બેઉ મેં,
કેવો મજાના ધર્મ બતાવ્યો;
પિણ સમજુ માણસ પાધરો સમજે,
બેઉ મેં ધર્મ થાયે કિયુ ન્યાયો.
એ ભોગ વધારો. ॥૨૮॥

પારણામાં જો ધર્મ થાવે તો,
ઉપવાસ કરી કોણ ભુખ્યા મરશે;
પૈસાવાળો વગર હાથ હલે,
પારણાં કરાવી કરાવીને તરસે.
એ ભોગ વધારો. ॥૨૯॥

ગરીબ તો પારણું ક્યાંથી કરાવે,
રોટલીના ફાંફાં પોતાને હોય;
ઇણ ન્યાયે તો નિર્ધન રખડે,
પૈસાવાલો જાવે સ્વર્ગમેં સોય.
એ ભોગ વધારો. ॥૩૦॥

આમ વિતરાગના મારગ માંહે,
પક્ષપાત નથી રાખી કોય;
માટે જ ત્યાગમેં ધર્મ પ્રરૂપ્યો,
ગરીબ ભાગ્યવાન કરે તિણને હોય.
એ ત્યાગ વધારો. ॥૩૧॥

કેટલાક જીવ સમજ્યા વિણ બોલે,
મેં પારણો કરાય શાતા વપરાઈ;
તિણ શાતાનો ધર્મ થયો છે,
મ્હેં ખટરસથી પોષ્યો સાધર્મી ભાઈ.
આ પુદગલ શાતા સંસારનો મારગ. ॥૩૨॥

ઇણરો ઉત્તર આપું સીધો,
આહક બુદ્ધિથી ન્યાય વિચારો;
શાતા થઈ તે પધરી દીસે,
પણ શાતાના ભેદ છે બે પ્રકારો.
આ પુદગલ શાતા. ॥૩૩॥

ઉપવાસ કરે કરાવે તેહથી તો,
આતમ શાતા થતી જાણો;
પારણામાં થઈ પુદગલ શાતા,
આમ બે શાતાના ભેદ પિછાણો.
આ પુદગલ શાતા. ॥૩૪॥

કોઇ માણુસ ઉપવાસ કર્યો તે વખતે,
પુદગલને તો થઇ પરમ અશાન્તા;
ફુલ જેમ આ કાયા કુમલાઇથી,
ગરમી ચઢી માથે ચક્કર આતા.
આ પુદગલ શાતા. ॥૩૫॥

જબ આતમાથી ભિન્ન સમજી કાયા,
સમભાવ રાખી કર્મ ખપાયા;
તરે આતમ શાતા થઇ મઝાહની,
ઉપવાસથી ફલ એહવા પાયા.
આ આતમ શાતા મુક્તિનો મારગ. ॥૩૬॥

બીજે દહાડે થયો પારણો જબ,
સુસ્તી મટી કાયા દીસે મઝાની;
આ પુદગલ શાતા થઇ પારણામેં,
આને આતમ શાતા કેઇ મોહવશ માની.
આ પુદગલ શાતા. ॥૩૭॥

આત્માને તો થઇ ઊલટી અશાતા,
જો જ્ઞાનદષ્ટિથી કોઇ જોય વિચારે;
આ પુદગલ સારૂ કરવો પડયો આરંભ,
જબ જીવ થયો કર્માથી ભારે,
આ પુદગલ શાતા. ॥૩૮॥

ઉપવાસ કરાય ને કર્મ ખપાયા,
જબ તો પેલાને થઇ આતમ શાતા;
પારણાથી કરી પુદગલ શાતા,
જબ જીવને તો થઇ ઊલટી અશાતા.
આ પુદગલ શાતા. ॥૩૯॥

જો પારણાની 'શાતામે' ધર્મ કહે તો,
ઉપવાસમાં કહેવો પડશે પાપ;
કારણકે તપસ્યાથી પુદગલ અશાતા,
એ પ્રશ્ન પુછયા કુગુરૂ રહે ચુપચાપ
આ પુદગલ શાતા. ॥૪૦॥

કઇ પારણો પારણો કર રહ્યા ભોલા,
પણ પારણાનો અર્થ સમજે ન કોય;
પચ્ચખાણ પૂરા થયા પાળે પળાવે,
તેહનો નામ છે પારણો જોય.
એ ભોગ વધારો. ॥૪૧॥

પચ્ચખાણ કરે કરાવે એક માણસ.
બીજો પચ્ચખાણ પાડે પડાવે;
કહો બેઉમાં જીન આજ્ઞા કોણ પાળી,
સમજુ માણસ ન્યાય મિલાવે.
એ ભોગ વધારો. ॥૪૨॥

વળી પારણાના ભેદ અનેક છે,
સાંભળજ્યો ભવિ ચિત્ત લગાયો;
ઉપવાસનો પચ્ચખાણ પાળી જમે તે,
ઉપવાસનો પારણો કહેવાયો.
એ ભોગ વધારો. ॥૪૩॥

એમ જ કોઇને રાત્રિ ચોવિહાર જ,
સૂર્ય ઉગ્યે આવે પચ્ચખાણ પાળી;
તે ચોવિહારનો પારણો કહી જે,
સમજોજી સમજો ન્યાય વિચારી.
એ ભોગ વધારો. ॥૪૪॥

કોઇ એક મહિના સુધી લીલોતરીના,
પચ્ચખાણ કીધા દિલ સમતા ધારી;
બીજે મહિને ખાવે પચ્ચખાણ પાળીને,
એ પણ પારણો કહીએ ભારી.
ઓ ભોગ વધારો. ॥૪૫॥

ઉપવાસ લીલોતરી ને વળી રાત્રિનો,
ઇત્યાદિક પારણો વિવિધ પ્રકારી;
કહો કયા પારણામેં આપે જીન આજ્ઞા,
ઉત્તર આપો શોચ વિચારી.
ઓ ભોગ વધારો. ॥૪૬॥

એમ પ્રશ્ન પુછયાનો જવાબ ના આવે,
જબ ટેક રાખણ કુહેતુ લગાવે;
કહે પારણો કરાવતે કરાવતે કોઇ વખતે,
તીર્થંકરનો જીવ જમાં જાવે.
ઓ ભોગ વધારો. ॥૪૭॥

તો જમાડણવાલો તીર્થંકર ગોત્ર બાંધે,
અહવો હીંસાધર્મી લાભ બતાવે;
એમ અલ્પ પાપને બહુ નિર્જરા,
કહી કહી આડંબર ધર્મ ચલાવે.
ઓ ભોગ. ॥૪૮॥

પણ એટલો ભેદ ન સમજે,
ભોલા જો દ્રવ્ય તીર્થંકર જમ્યા લાગે ધર્મ
તો દ્રવ્ય તિર્થંકર જીવ જો ખાધામેં આવે.
તો કેટલો મોટો બાંધશે પાપ કર્મ.
ઓ ભોગ. ॥૪૯॥

તિણુરી વિગત વિવરા શુદ્ધ સાંભળો,
ગતાગતથી જોય વિચારો;
પૃથ્વી પાણી વનસ્પતિ માંહી,
દ્રવ્ય કેવલીના જીવ છે ધારો.
ઓ ભોગ. ॥૫૦॥

તે જીવ જો ખાધામેં આવે તો,
તેની શ્રદ્ધા લેખે તેને પૂછીજે;
તું કહેતો દ્રવ્ય તીર્થંકર જમ્યા ધર્મ તો,
મર્યાથી કેટલો પાપ ગણીજે.
ઓ ભોગ મારગ ॥૫૧॥

ઓ ન્યાય સાંભળ સમજુ એમ વિચારે,
કુગુરૂ એકતરફી વાત બતાવે;
લાભ દર્શાવે દ્રવ્ય જીન જમ્યાનો,
પણ દ્રવ્યે જીનહિંસાની વાત છુપાવે.
ઓ ભોગ. ॥૫૨॥

વલે દ્રવ્યે તીર્થંકર જમાડયા જો ધર્મ,
તો શ્રેણિકને શ્રી કૃષ્ણની રાણી;
દ્રવ્યે તિર્થંકર હતા પતિ પોતાના,
તેહને જમાડયા દિસે આહાર પાણી.
ઓ ભોગ. ॥૫૩॥

પણ પતિ જમાડવાના કાર્યથી તો,
તીર્થંકર ગોત્ર બાંધ્યો નહિ કોય;
તો દ્રવ્યે તીર્થંકરનો જીવ જમ્યાથી,
પારણામેં ધર્મ કસી વિધિ હોય.
ઓ ભોગ મારગ. ॥૫૪॥

એમ ખોટી શ્રદ્ધા પગ પગ અટકે,
જબ જીન આજ્ઞા બાહિર ધર્મ બતાવે;
કુગુરૂ પડયા આડંબર માંહે,
તબ ત્યાગ મારગ ઓલખાવણી નાવે.
ઓ ભોગ મારગ. ॥૫૫॥

જબ સવગડીઓ ને આડંબરીઓ ધર્મ,
સાધ શ્રાવક મિલ ખુબ ચલાયો;
તબ પજુસણુંમે પારણા સારૂ,
છકાય કુટો હોંસે પોષાયો.
ઓ ભોગ મારગ. ॥૫૬॥

પછે લીલોતરી આદીની થાયે પ્રભાવના,
તેહનાં છાપાં ખૂબ છપાવે;
જુવો સાધુ કેવા પ્રભાવશાળી,
એટલા એટલા માગસો આવે.
ઓ ભોગ મારગ. ॥૫૭॥

જબ નામના દેશ પ્રદેશોમાં ફેલે,
મહારાજ સાંભળ હર્ષિત થાવે;
પારણામેં ધર્મ બતાવે ઇણ કારણ,
ઓ અંદરનો ભેદતો વિરલા પાવે.
ઓ ભોગ મારગ. ॥૫૮॥

મહારાજ તો થયા નામથી ખુશ,
શ્રાવક ખુશ સહેલો સાંભળી ધર્મ;
બેઉ મિલ આડંબર ધર્મ ચલાયો,
પણ ત્યાગ ભોગરો ન ઓલખ્યો મર્મ.
ઓ ભોગ મારગ. ॥૫૯॥

ત્યાગ મારગ છે આત્મા વસ્તુ,
ભોગ મારગ પુદગલ વ્યવહારો;
આતમ પુદગલ સ્વરૂપ જુદા જુદા
સમજ્યા વિના નહિ સમકિત સારો.
એ ભોગ વધારો. ॥૬૦॥

ભોગ મારગમેં બેઠો છે શ્રાવક,
જમે જમાડે આ સંસારી ચાલ;
પિણ ભોગ વધારામેં ધર્મ ન સમજે,
ભોગ ત્યાગ ઓલખાવણ કહી આઢાળ.
એ ત્યાગ મારગ ॥૬૧॥

સંવત ઓગણીસે નવ્યાશી વર્ષે,
પોષ વદિ છઠ મંગલવારો.
પૂજ્યપ્રસાદે સૂરજ જોડી,
દાદર શહેરે હર્ષ અપારો.
એ ત્યાગ વધારો છે મોક્ષનો મારગ ॥૬૨॥

ઇતિ પારણાની ઢાલ સંપૂર્ણ.

---

દ્રવ્ય સાતા અને ભાવ સાતાની ઢાલ

ા આપ્યા શાતા થાવે, એમ કહે બહુ પ્રાણી;
ાાતા કઈ સાંભલો ડાહ્યા, નહિ કરતા ખેંચાતાણી રે.
સમજુ શાતા અર્થ વિચારો.
ાલ શાતાથી પ્રેમ કરી, જીવ શાતા કેમ વિસારો.
॥ રે સમજુ ॥ ૧

પુદગલ શાતાતો સાજ્ય શરીરનો. તે આતમથી ભિન્ન જાણો;
પાંચ ઇંદ્રિના તેવીસ વિષય, પોષે તેહ પિછાણો રે.
॥ સમજુ ॥ ૨

જીવ શાતા કોઈ જીવ અજ્ઞાની, તેહને જ્ઞાન આપી કરે જ્ઞાની;
હિંસાદિક પાંચ આશ્રવ છુડાવે, ભાવે ડુબતાને કાઢે તાણી રે.
॥ સમજુ ॥ ૩

પુદગલ શાતા કરી પરસ્પર, એક એકને બહુ વારો;
અનંતીવાર જીવ થયો ભીખારી, અનંતીવાર શેઠ સારો રે.
॥ સમજુ ॥ ૪

ભીખારી ભીખ માંગવા કારણ, શેઠ તણે ઘેર આવે;
આતો રીત છે કાલ અનાદિની, પોતાની ગરજે પેલાપેં જાવે રે.
॥ સમજુ ॥ ૫

ભીખારીને દુઃખીયો દેખી, શેઠ શાતા વપરાઈ;
પુદગલ આપી પુદગલ પોષ્યો, આ પુદગલ શાતા કહેવાઈ રે.
॥ સમજુ ॥ ૬

દુનિયાની ભાગીદારીનો ધન, શેઠે ભીખારીને આપ્યો;
તેમાં નવાઈ શું કરી ભાઈ, એકએક શું સ્નેહ સ્થાપ્યો રે.
॥ સમજુ ॥ ૭

પુદગલ શાતા સબંધ સગલાથી, જીવ કિયો બહુ વારો;
ખિણુભાવે આતમ શાતા ક્રિયા વિન, નથી થયો
કોઈનો ઉદ્ધારો રે. ॥ સમજુ ॥ ૮

જો *દુમકને ઉપદેશ દેઈને, હિંસાદિક છોડાવે;
જ્ઞાનદર્શન નિજ વસ્તુ આપે, આ શાતાથી શાતા થાવે રે.
॥ સમજુ ॥ ૯

ભાવે આતમ શાતાની ઓલખ, કરશે તે નહિ અથડાશે;
પુદગલ શાતાને જીવ શાતા કહેશે, તો ચિંહુગતિ ગોથા
ખાશે રે. ॥ સમજુ ॥ ૧૦
પુદગલ શાતા સંસારનો મારગ, તેહને મોહમતવાલા વખાણે
ધર્મ સંબંધ છે આત્મા સાથે, પરમારથ વિરલા જાણે રે.
॥ સમજુ ॥ ૧૧
પુદગલ જીવનો પરિચય અનાદિ, જુદો સમજ્યાથી
સમકિત આવે, તે માંહે રહે જો રાચ્યામાચ્યા, બોધ
બીજ નહિ પાવે રે. ॥ સમજુ ॥ ૧૨
વર્ષ ઓગણીસે નવ્યાસી મિગસર મહિને, સુદ નવમી
સોમવારો;
પુજ્જ પ્રસાદે સૂરજ ભાખે, સાતા ભેદ વિચારો રે.
॥ સમજુ ॥ ૧૩

( સંપૂર્ણ )

* દુમક=કસાઇ.

# સાધુ કે આચાર કી ઢાલાં

## ॥ ઢાલ પહલી ॥

(ભવિયણ જોવો રે હૃદય વિમાસી એદેશી)

આધાકરમી ઉદ્દેશિક ભોગવે તિણને,
નિશ્ચય કહ્યા અણાચારી ।
દશવૈકાલિક રે તીજે અધ્યયને
શંકા મ આણો લિગારી રે ॥

ભવિયણ જોયજ્યો હૃદય વિમાસી ॥ ૧ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ તિણુને,
ભ્રિષ્ટ કહ્યા ભગવાન ।
દશવૈકાલિક રે છઠ્ઠે અધ્યયને,
નિરણો કરો બુદ્ધિમાન રે ॥ ભ. ॥ ૨ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ તિણુને,
નર્ક ગામી કહ્યા ભગવાન ।
ઉત્તરાધ્યયન રે વીસમેં અધ્યયને,
તિણો કરો બુદ્ધિમાન રે ॥ ભ. ॥ ૩ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ,
તિણુરા છઊં વ્રત ભાંગ્યાં જાણુ ।
આચારાંગ રે દૂજૈ અધ્યયને,
જોય કરો પિછાણુ રે ॥ ભ. ॥ ૪ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ,
તિણુમેં છૈ મોટી ખોડ ।
આચારાંગે પહિલે શ્રુત ખંધે,
કહ દિયા ભગવંત ચોર રે ॥ ભ. ॥ ૫ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ અધોગત જીવ,
વલી કહ્યા છૈ અનન્ત સંસારી ।
ભગવતી રે પહેલે શતક રે નવમેં ઉદ્દેશૈ,
તિહાં બહુત કિયો વિસ્તારી રે ॥ ભ. ॥ ૬ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ તિણુને,
કહ્યા ગ્રહી ને ભેખધારી ।

હોય પક્ષ રા સેવન કહ્યા છે,
સૂયગડાંગ દૂજા શ્રુત ખંધ મંઝારી રે ॥ ભ. ॥ ૭ ॥
આધાકરમી ઉદ્દેશિક એકવાર ભોગવે તિણને,
ચૌમાસી પ્રાયશ્ચિત દેણો ।
સદા નિતરો નિત ઠેઠ સ્યૂં ભોગવે,
તિણને પ્રાયશ્ચિત રો કાંઈ કેહણો રે ॥ ભ. ॥ ૮ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ તિણ ને,
સબલો દોષણ લાગૈ ।
સદા નિતરો નિત ઠેઠ સ્યું ભોગવૈ
તિણને પ્રયશ્ચિત રો કાંઇ થાગ રે ॥ ભ ॥ ૯ ॥
સાધુ કાજે દઠ લીપૈ જઠે,
કીડા મકોડી હેવે દટ્ટી ।
અનેક ત્રસ જીવોં ને મારે ત્યાંરી,
વિકલાં રી ગત હોસે માઠી રે ॥ ભ. ॥ ૧૦ ॥
અનેક ત્રસ જીવાં ને મારે,
અનેકાં પર દેવે દાટી ।
કુગુરૂ કાજે જીવ ઇણ વિધ મારે,
ત્યાંરી અકલ આડી આઇ પાટી રે ॥ ભ. ॥ ૧૧ ॥
શ્વાસ ઉશ્વાસ રૂંધી જીવ મારૈ,
મહામોહની કર્મ બંધાય ।
કહ્યો દશાશ્રુત ખંધ સુત્ર મેં
તે પિણ વિકલાં ને ખબર ન કાંય રે ॥ ભ. ॥ ૧૨ ॥
ચીગટરો તણખો નાખૈ જઠે,,

કિડિયાં લાખાં ગમે આવે ।
ઘર લીપૈ દડ રૂધૈ જદે
કિડિયાં લાખાં ગમે મર જાવે રે ॥ ભ. ॥ ૧૩ ॥
પોતી કર્મ દોષ સેવે તિણને,
કહ્યા ગૃહસ્થી ને ભેષધારી ।
દોય પક્ષરા સેવનહારા કહ્યા છે,
સૂયગડાંગ દૂજા શ્રુત ખંધ મંઝારી રે ॥ભ.॥ ૧૪ ॥
પોતી કર્મ દોષમેં આધાકરમી,
દોષ વિશેષ છૈ ભારો ।
સદા નિતરો નિત આધાકરમી દોષ સેવૈ છે,
તે નિશ્ચય નહીં અણગારો રે ॥ ભ. ॥ ૧૫ ॥
આધાકરમી સ્થાનક સેવૈ ઉઘાડું,
વલિ સાધુ બાજે અનાખી ।
મહામોહની કર્મ બાંધૈ છે,
દશા શ્રુત ખન્ધ સૂત્ર છે સાખી રે ॥ ભ. ॥ ૧૬ ॥
આધાકરમાં સ્થાનક સેવૈ ઉઘાડું,
પૂછયાથી પાધરૂં બોલણું નહીં આવૈ ।
મિશ્ર બોલ્યાંથી મહામોહની કર્મ બંધાય,
કુડ કપટથી કામ ચલાવૈ રે ॥ ભ. ॥ ૧૭ ॥
આધાકરમી સ્થાનક સેવૈ ઉઘાડું,
પૂછયાથી બોલૈ કૂડ ।
ત્યાંરા શ્રાવક ત્યાંરી સાખ પૂરૈ છૈ,
તે ગયા વહતી રે પૂર રે ॥ ભ. ॥ ૧૮ ॥

આધાકરમી સ્થાનક સેવૈ ઉઘાડું,
વલી ઝુઠ બોલૈ જાણુ જાણુ ।
ત્યાંરા જૈવા સ્વામી તૈવા સેવક,
નિકલ ગયો જાબક હાણુ રે ॥ ભ. ॥ ૧૯ ॥
કોઇક શ્રાવક ત્યાંરા ભારી કર્મા,
ઝુટ બોલતાં ન ડરૈ લિગાર ।
આધાકરમી ને નિર્દોષ કહૈ છે,
તે ડૂબ ગયા કાલીધાર રે ॥ ભ. ॥ ૨૦ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવ તિણુને,
સાધ સરધૈ તે મિથ્યાતી ।
ઠાણુંગ રે દશ મેં ઠાણે કહ્યો છે અર્થ,
મુંહડે તણી મતિ જાણો બાતી રે ॥ ભ. ॥ ૨૧ ॥
આધાકરમી ઉદ્દેશિક ભોગવૈ.
તે છૈ ભારી કરમાં ।
શુદ્ધ બુદ્ધ બાહિરા 'જીવ અજ્ઞાની,
કેમ પામૈં શ્રો જિણુ ધરમાં રે ॥ ભ. ॥ ૨૨ ॥
આધાકરમી દોષ સૂતર સૂં બતાયો,
સૂત્ર મેં દોષ અનેક ।
મોલરો લિયો દોષ કહૂં છું,
તે સુણજયો આણુવિવેક રે ॥ ભ. ॥ ૨૩ ॥
મોલરો લિયો ભોગવૈ તિણુને,
નિશ્ચય કહ્યા અણુાચારી ।
દશવૈકાલિક રે તીજૈ અધ્યયને,
શંકા મ જાણો લિગારી રે ॥ ભ. ॥ ૨૪ ॥

મોલરો લિયો ભોગવૈ તિણુને,
ભિષ્ટી કહ્યા ભગવાન ।
દશવૈકાલિક રે છટ્ઠે અધ્યયને
નિરણુય કરો બુદ્ધિમાન રે ॥ ભ. ॥ ૨૫ ॥
મોલરો લિયો ભોગવૈ તિણુને,
નર્કગામી કહ્યા ભગવાન ।
ઉત્તરાધ્યાન રે વીસમેં અધ્યયને,
નિરણુય કરો બુદ્ધિમાન રે ॥ ભ. ॥ ૨૬ ॥
મોલરો લિયો ભોગવૈ,
તિણુમેં છૈ મોટી ખોડ ।
આચારાંગે પહલે શ્રુત ખંધે,
કહ દિયા ભગવન્તે ચોર રે ॥ ભ. ॥ ૨૭ ॥
મોલરો લિયો ભોગવૈ તિણુરા,
સુમત ગુપ્ત મહાવ્રત ભાગા ।
નિશીથ રે ઉગણીસમેં ઉદ્દશૈ,
કહ્યા વ્રત વિહૂણા નાગા રે ॥ ભ. ॥ ૨૮ ॥
મોલરો લિયો એક વાર ભોગવૈ,
તિણુને ચૌમાસી પ્રાયશ્ચિત દેણો ।
સદા નિતરો નિત ઠેઠ સ્યું ભોગવૈ તિણુને,
પ્રાયશ્ચિત રો કાંઈ કેહણો રે ॥ ભ. ॥ ૨૯ ॥
મોલરો લિયો ભોગવૈ તિણુને,
સબલો દોષણ લાગૈ ।
સદા નિતરો નિત ઠેઠ સ્યું ભોગવૈ,
તિણુને પ્રાયશ્ચિતરો કાંઇ થાગ રે ॥ ભ. ॥ ॥ ૩૦ ॥

મોલરો લિયો દોષ સૂત્ર સ્યું બતાઊં,
સૂત્ર મેં દોષ અનેક ।
નિત પિણ્ડ રો દોષ કહૂં છું,
સુણજ્યો આણુ વિવેક રે ॥ ભ. ॥ ૩૧ ॥
નિત રો નિત એકણુ ઘર કો વહિરૈ,
તિણુને નિશ્ચય કહ્યા અણાચારી ।
દશવૈકાલિક રે તીજૈ અધ્યયને,
શંકા મ જાણો લિગારી રે ॥ ભ. ॥ ૩૨ ॥
નિત રો નિત એકણુ ઘર કો વહિરે,
તિણુને ભ્રષ્ટ કહ્યા ભગવાન ।
દશવૈકાલિક રે છઠ્ઠે અધ્યયને,
જોય કરો પિછાણુ રે ॥ ભ. ॥ ૩૩ ॥
નિત રો નિત એકણુ ઘર કો વહિરૈ,
તિણુને નર્કગામી કહ્યા ભગવાન ।
દશવૈકાલિક રે છઠ્ઠે અધ્યાયને
નિરણય કરો બુદ્ધિમાન રે ॥ ભ. ॥ ૩૪ ॥
નિત રો નિત એકણુ ઘર કો વહિરે,
તિણુ મેં છે મોટી ખોડ ।
આચારંગ પહેલે શ્રુત ખંધે,
કહ દિયા ભગવન્તે ચોર રે ॥ ભ. ॥ ૩૫ ॥
નિત રો નિત એકણુ ઘરકો વહિરૈ એક વાર,
તિણુને ચૌમાસી પ્રાયશ્ચિત દેણો ।
સદા નિતરો નિત ઠેઠ સ્યું વહિરૈ તિણુને,
પ્રાયશ્ચિત રો કાંઇ કેહણો રે ॥ ભ. ॥ ૩૬ ॥

નિત રો નિત એકણુ ઘર કો વહિરૈ,
તિણુને સબલો દોષણુ લાગૈ ।
સદા નિત રો ઠેઠ સ્યું વહિરૈ,
તિણુને પ્રાયશ્ચિત રો કાંઈ થાગ રે ॥ ભ. ॥ ૩૭ ॥
ભાગલ ભેખધારી નિત રો નિત વહિરૈ,
એકણુ ઘર રો આહાર ।
પૂછ્યાંથી પાધરા નહીં બોલૈ,
ઝૂઠ બોલૈ વિવિધ પ્રકાર રે ॥ ભ. ॥ ૩૮ ॥
ભાગલ ભેખધારી નિત રો નિત વહિરૈ,
એકણુ ઘર કો આહાર પાણી ।
પૂછ્યાં થકી પાધરા નહીં બોલૈ,
ઝૂઠ બોલૈ જાણી જાણી રે ॥ ભ. ॥ ૩૯ ॥
આહાર તણો સંભોગ ન તોડયા,
તે પિણુ ખાવા ને કાજૈ ।
એમ માંડલૈ રા આહાર જુવા જુવા કરે છે,
નિર્લજ્જ મૂલ ન લાજૈ રે ॥ ભ. ॥ ૪૦ ॥

॥ ઢાલ બીજી ॥

(રે મુનિવર જીવ દયા પ્રતિપાલો એ દેશી)
આધાકરમી સ્થાનક માહે સાધ રેવૈ તો,
પૈહલોઈ મહાવ્રત ભાગો ।
દયા રહિત કહ્યો સૂત્ર ભગવતી મેં
અનન્તા જનમ મરણુકરસી આગો રે ॥
સુનિવર જીવ દયા પ્રતિ પાલો ॥ એ આંકડી ॥ ૧ ॥

સર્વ સાવજ રા ત્યાગ કેવૈ તો;
દૂજોઈ મહાવ્રત ભાગો ।
જે કેવૈ સ્થાનક મ્હારે કાજ ન કીધો તો,
કપટ સહિત ઝૂઠ લાગો રે ॥ મુ. ॥ ૨ ॥
જે જીવ મુઆ ત્યાંરો શરીર ન આપૈ તો,
અદત્ત ઉણ જીવાં રી લાગી ।
આજ્ઞા લોપી શ્રીઅરિહન્ત દેવની,
તિણસ્યું તીજો મહાવ્રત ગયો ભાગી રે ॥ મુ. ॥ ૩ ॥
થાનક ને આપણો કરિ રાખે,
મમતા રહૈ નિત લાગી ।
મઠ વાસી મઠ માંહે વસે જયું
પાંચમો મહાવ્રત ગયો ભાગી રે ॥ મુ. ॥ ૪ ॥
ચોથો ને છઠ્ઠો તે તો કિણ વિધ ભાગ્યા,
આચાર કુશીલિયા ને લેખે ।
એહવા ભાગલ ફિરૈ સાધાં ને ભેષ મેં,
તિણને બુદ્ધિવન્ત જ્ઞાન સ્યં દેખે રે ॥ મુ ॥ ૫ ॥
એક કાય હણ્યાં સ્યૂં ઉત્કૃષ્ટે ભાંગે,
હિન્સા છઃ કાય રી લાગી ।
એક વ્રત ભાંગ્યાં સ્યૂં ઉત્કૃષ્ટે ભાંગે,
વ્રત છઊં ગયા ભાગી રે ॥ મુ. ॥ ૬ ॥
ઇણ સ્યું તો દોષ મોટા મોટા સેવે,
સાધાંરા ભેષ મઝારો ।
તે ચતુર વિચક્ષણ જાણ હુસે તે,
તેને કેમ સરધૈ અણગારો રે ॥ મુ. ॥ ૭ ॥

દોષ બેતાલીસ કહ્યા સૂત્રમાં,
બાવન કહ્યા અણાચારો ।
એ દોષ સેવ્યાં સેવાયાં,
મહાવ્રત મેં પડસે બિગાડો રે ॥ સુ. ॥ ૮ ॥
આચારાંગ રે બીજે અધ્યાયને,
છઠે ઉદ્દેશે નિહાલો ।
વચન સુણ સુણને હિયે વિસારો,
મત કરો આલ પંપાલો રે ॥ સુ. ॥ ૯ ॥
કોઈ સ્થાનક નિમિતે અન્ય દેવે તિણ ને,
મુખ સૂ નતિ સરાવો ।
આપસ મેં છઃ કાય જીવાં ને,
સાની કરિ જીવને કાંઇ મરાવો રે ॥ સુ. ॥ ૧૦ ॥
સ્થાનક કરાવતા મેં ધર્મ કહી ને,
ભોલાને મત ભરમાવો ।
આપ રહેવા ને જગ્યાં કારણે,
જીવાં ને કાંઇ મરાવો રે ॥ સુ. ॥ ૧૧ ॥
સાધુ કાજે જીવ હણે ત્યારે,
હોસે ભૂંડે સ્યું ભૂંડો ।
જે સાધુ ઉણ જગ્યાં મેં રહસી તો,
સાધપણો તિણ રો બૂડો રે ॥ સુ. ॥ ૧૨ ॥
જિણ સ્થાનક નિમિતે અન્ન દિયો તિણને,
એટલા જીવાં નો તને પાપો ।
ધર્મ જાણે તો પાપ અઢારમો,
હોસે ઘણો સન્તાપો રે ॥ સુ. ॥ ૧૩ ॥

સાધુ કાજે હડ નીપૈ છપરા છાવૈ,
જીવ અનેક વિધ મારૈ ।
આપ ડૂબૈ વલી વધ જીવા સ્નો,
ગુરાં રો જનમ બિગાડૈ રે ॥ મુ. ॥ ૧૪ ॥
યે ધર્મ ઠિકાણે જીવ હણ્યા તો,
દયા કયે ઠેકાણે પાલો ।
કુગુરાં એ ભરમાયા તુમને
કાંઇ લગાવો કાલો રે ॥ મુ. ॥ ૧૫ ॥
રાત અન્ધારી ને જીવ ન સૂઝૈ તો,
આડા મત જડો કિંવાડો ।
છઃકાય રા પીયર બાજો તો,
હાથ સ્યું જીવ મત મારો રે ॥ મુ. ॥ ૧૬ ॥
જો થાંને સાચી સીખ ન લાગે,
તો મત લેવો સાધવિયાં રે શરણો ।
સાધાં રહણો દ્વાર ઉઘાડે,
સાધવિયાં રે ચાલ્યો છૈ જડણો રે ॥ મુ. ॥ ૧૭ ॥
ગૃહસ્થ સાથે મેલો સંદેશા,
જબ મારી જાવૈ છઃકાયો ।
વો જોયાં વિના ચાલે મારગ મેં,
એહવો મત કરો અન્યાયો રે ॥ મુ. ॥ ૧૮ ॥
એ સાધપણો થાં સ્યું પલતો નહીસે તો,
શ્રાવક નામ ધરાવો ।
શકિત સારૂ વ્રત ચોખા પાલો,
દોષણ મતિ લગાવો રે ॥ મુ. ॥ ૧૯ ॥

આચાર તમારાથી પલતો ન દીસૈ તો,
　　　　આરાં કે માથે મતિ ન્હાખો ।
ભગવન્ત કેડાયત બાજો,
　　તો જૂઠ બોલતા કયું ન શંકો રે ॥ મુ. ॥ ૨૦ ॥
વ્રત વિહુણા સાધુ બાજે,
　　　　યોં હી લોકા મેં પુજાવૈ ।
ઠાલે બાદલ જયું થોતા બાજે,
　　　એ મોને અચરજ આવૈ રે ॥ મુ. ॥ ૨૧ ॥
ઇત્યાદિક આચાર માંહીં ને
　　　　　પૂરો કેમ કહવાયો ।
હિન્સા માંહી જો ધર્મ થાપો તે,
　　　　પિણ ખબર ન કાયો રે ॥ મુ. ॥ ૨૨ ॥
તેલો કરૈ તિણ ને તીન દિન કોઇ,
　　　　　ઉનું પાણી કર પાવ ।
તિણ ને તો આગલે રી શ્રદ્ધા રે લેખૈ,
　　　　એકન્ત પાપ બતાવૈ રે ॥ મુ. ॥ ૨૩ ॥
ચૌથે દિન આરમ્ભ કરી ને,
　　　　છઃકાય હણીને જીમાયો ।
તિણ મેં મિશ્ર ધર્મ પરૂપો તો
　　　　એ કિણ વિધ મિલસે ન્યાયો રે ॥ મુ. ॥ ૨૪ ॥
તેલા કરૈ તેહને પાણી પાયાં,
　　　　એકન્ત પાપ બતાવૈ ।
ચૌથે દિન આરમ્ભ કરીને જીમાવૈ,
　　　તિણ મેં મિશ્ર કિહાંથી થાવૈ રે ॥ મુ. ॥ ૨૫ ॥

મિશ્ર માહેં ધર્મ કેવૈ તિણ રી સરધા રે લેખૈ,
ઓ ઘણો સલ કહવાયો ।
હિન્સા માહેં ધર્મ થાપો તો
સૂત્ર સામો જોવો રે ॥ મુ. ॥ ૨૬ ॥
અર્થ અનર્થ ને ધર્મ રે કાજે,
જીવ હણૈ મન્દ બુદ્ધિ ।
ધર્મ કાજે જીવ હણૈ ત્યારી,
શ્રદ્ધા ઉન્ધી સ્યૂં ઉન્ધી રે ॥ મુ. ॥ ૨૭ ॥
સમુચય આચાર સાધુ રો બતાયો,
તિણ મેં રાગ દ્વેષ મતિ આણો ।
એ વચન સુણ સુણ હિયે વિમાસો,
મત કરો ખાંચા તાણો રે ॥ મુ. ॥ ૨૮ ॥
પ્રીત પુરાણી થી થાં સ્યૂં પહલી,
તિણ સ્યું ભિન ભિન કર સમઝાઊં ।
જે થારે મન મેં શંકા હુવૈ તો,
સૂત્ર કાઢી બતાઉં રે ॥ મુ. ॥ ૨૯ ॥
સંવત્ અઠારેં વરસ તંત્રીસે,
મેડતા શહર મઝારો ।
વૈશાખ વદી દશમ દિન થાં ને,
સીખ દીની હિતકારો રે ॥ મુ. ॥ ૩૦ ॥

## ॥ દોહા ॥

પહિલા અરિહન્ત ને નમૂં, જ્યાં સાર્યા આતમ કામ ।
વલે વિશેષે વીર ને, તે શાસણ નાયક સ્વામ ॥ ૧ ॥

તિણ કારજ સાઝી આપણા, પહુન્તા છૈ નિરવાણ ।
સિદ્ધા ને વન્દણા કરૂં, જ્યાં મેટ્યા આવણ જાણ ॥ ૨ ॥
આચારજ સહુ સારસા, ગુણ રતના રી ખાણ ।
ઉપાધ્યાય ને સરવ સાધુજી, એ પાંચ પદ વખાણ ॥ ૩ ॥
વાંદીજે નિત તેહને, નીચો શીશ નમાય ।
ગુણ ઓલખ વન્દણા કરો, જ્યું ભવ ભવરા દુઃખ જાય ॥૪॥
સુગુરૂ કુગુરૂ દોનૂં તણી, ગુણ વિના ખબર ન કાય ।
પ્રથમ કુગુરૂને ઓલખો, સુણો સૂતર રો ન્યાય ॥ ૫ ॥
સૂતર સાખ દિયાં વિના, લોક ન માને વાત ।
સાંભલ તે નર નારિયાં, છોડો મૂલ મિથ્યાત ॥ ૬ ॥
કુગુરૂ ચરિત અનન્ત છે, તે પૂરા કેમ કહાય ।
થોડા સા પરગટ કરૂં, તે સુણજ્યો ચિત્ત લાય ॥ ૭ ॥

॥ ઢાલ ત્રીજી ॥

( ઊંધી સરધા કોઈ મત રાખો—એ દેશી )

ઓલખણાં દોરાં ભવ જીવાં,
કુગુરૂ ચરિત અનન્તજી ।
કહિતાં છેહ ન આવે તિણ રો,
ઇમ ભાખ્યો ભગવન્તજી ।
સાધુ મત જાણો ઇણ ચલગત સૂં ॥ ૧ ॥
આધાકરમી થાનક મૈં રહે તો,
પડયો ચારિત મેં ભેદજી ।
નિશીથ રે દશમેં ઉદ્દેશૈ,
ચાર માસ રો છેદજી ॥ સા. ॥ ૨ ॥

અઠારે ઠાણા કહ્યા જૂવા જૂવા,
એક વિરાધૈ કોયજી ।
બાળ કહ્યો શ્રી જિણેશ્વર,
સાધ મ જાણો સોયજી ॥ સા. ॥ ૩ ॥
આહાર સેજયા ને વસતર પાતર,
અસુધ લિયાં નહીં સન્તજી ।
દશવૈકાલિક છઠે અધ્યયને,
ભીષ્ટ કહ્યો ભગવન્તજી ॥ સા. ॥ ૪ ॥
અચિત વસ્તુ ને મોલ લિરાવે,
તો સુમત ગુપત હુવે ખણ્ડજી ।
મહાવરત પાંચૂ હી ભાગે,
તિણુ રો ચૌમાસી ડંડજી ॥ સા. ॥ ૫ ॥
એ તો ભાવ નિશીથ મેં ચાલ્યા,
ઉગણીસમેં ઉદ્દેશજી ।
શુદ્ધ સાધુ વિણુ કુણુ સુણાવૈ,
સુત્રની ઊંડી રેંશજી ॥ સા. ॥ ૬ ॥
પુસ્તક પાતરા ઉપાસરાદિક,
લિવરાવે લે લે નામજી ।
આછા ભૂણ્ડા કહી મોલ બતાવે,
કરે ગૃહસ્થ રો કામજી ॥ સા. ॥ ૭ ॥
ગ્રાહક ને તો કહયો કહીએ,
કુગુરૂ વચ્ચે દલાલજી ।
વેચણવાલો કહ્યો વાણીયો
તીનાં રો એક હવાલજી ॥ સા ॥ ૮ ॥

ક્રય વિક્રયમેં વરતૈ તે તો

મહા દોષ છે એહુજી ।

પેંતીસમાં ઉત્તરાંધ્યયન મેં,

સાધુ ન કહ્યો તેહુજી ॥ સા ॥ ૯ ॥

નિત કો વહિરે એકણુ ઘર કો,

ચ્યારાં મેં એક આહારજી ।

દશવૈકાલિક તીજે અધ્યયને

સાધુને કહ્યો અણાચારજી ॥ સા ॥ ૧૦ ॥

જો લાવૈ નિત ધોવણુ પાણી,

તિણુ લોપ્યો સૂતર રો ન્યાયજી ।

બતલાયાં બોલે નહી સૂધા,

દૂષણુ દેવૈ છિપાયજી ॥ સા ॥ ૧૧ ॥

નહિં કલ્પૈ તે વસ્તુ વહિરૈ,

તિણુ મેં મોટી ખોડજી ।

આચારાંગ પહિલે શ્રુતખંધે,

કહિ દિયો ભગવન્ત ચોરજી ॥ સા. ॥ ૧૨ ॥

પહિલો વરત તો પૂરો પડિયો

જબ આડા જડે કિંવાડજી ।

કાંટા આગલ હોડા અટકાવૈ,

તે નિશ્ચય નહીં અણુગારજી ॥ સા ॥ ૧૩ ॥

પોતૈ હાથે જડે ઉઘાડે,

કરે જીવાં રા ઘનસાનજી ।

ગૃહસ્થ ઉઘાડને આહાર વહિરાવે,

જદ કરૈ અણુહુન્તા ફૈનજી ॥ સા. ॥ ૧૪ ॥

સાધવિયાં ને જડણો ચાલ્યો,
તિણ રી મ કરો તાણજી ।
યાં લારે કોઇ સાધુ જડે તો,
ભાગલ રા અહનાણજી ।। સા. ।। ૧૫ ।।
મન કરને જો જડણો વંછે,
તિણ નહીં જાણી પરપીડજી ।
પૈંતીસમાં ઉત્તરાધ્યયનમેં,
વરજ ગયા મહાવીરજી ।। સા. ।। ૧૬ ।।
પરનિન્દા મેં રાતા માતા,
ચિત્ત મેં નહીં સંતોષજી ।
વીર કહ્યો દશમાં અગમાંહે,
તિણ મેં તેરે દોષજી ।। સા. ।। ૧૭ ।।
કહે દીક્ષા લે તો મો આગલ લીજૈ,
ઔર કને દે ટાલજી ।
કુગુરૂ એહવા સૂંસ કરાવે,
આ ચોડે ઊન્ધી ચાલજી ।। સા. ।। ૧૮ ।।
ઈણ બંધા થી મમતા લાગે,
ગૃહસ્થ સૂં ભેલપ થાયજી ।
નિશીથ રે ચાથૈ ઉદ્દેશે,
દંડ કહ્યો જિનરાયજી ।। સા. ।। ૧૯ ।।
જિમણવારમેં વહિરણ જાવૈ,
આ સાધાંરી નહીં રીતજી ।
વરજ્યો આચારાંગ બૃહત્કલ્પ મેં,
વલી ઉત્તરાધ્યયન નિશીથજી ।। સા. ।। ૨૦ ।।

